સેવાસમિતિ ગ્રંથમાળા પુસ્તક ૧૦ મું

# સમાજની વેદીપર

( ૧૮ બળીદાનો )

લેખક :
રા. નિરંજન :
કલકત્તા.

પ્રકાશક :
નારાયણજી ગોકળદાસ ડોસાણી
વ્યવસ્થાપક : સેવાસમિતિ પુસ્તકાલય
૧૦૯, અરદેસર દાદી સ્ટ્રીટ, પટેલ બીલ્ડીંગ
મુંબઇ ૪

વિક્રમ સંવત ૧૯૮૫ | ઇસ્વીસન ૧૯૨૯

કિમ્મત રૂપિયા બે.

# અર્પણપત્રિકા

સમાજમાં ચાલી રહેલા દંભપણા, સતામણા ને રૂઢીપણામાં
હોમાતી, કઢંગા સાંસારિક રિવાજોનાં પોલાદી ચોકઠાં
નીચે કચડાતી દુઃખી દેશબ્હેનોને દેખી જેનું
અંતર પ્રજળી ઉઠે છે એવી દયા,
મમતા ને માયાળુતાની મૂર્ત્તિસમી
અ. સૌ. માણેકબ્હેન
ગી ગા ભા ઇ
લાખાણીને
અર્પણ.

## સેવાસમિતિ ગ્રંથમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| લોહીનો વેપાર | રૂ. | ૪–૮–૦ |
| ધીખતો જ્વાળામુખી | ,, | ૪–૮–૦ |
| વિશ્વલીલા | ,, | ૨–૦–૦ |
| અંધકાર પર પ્રકાશ | ,, | ૨–૮–૦ |
| વનિતાની વાતો | ,, | ૩–૦–૦ |
| મહીલાની મહાકથાઓ | ,, | ૩–૮–૦ |
| અબળાની આત્મકથાઓ | ,, | ૨–૮–૦ |
| કળિયુગની વાતો | ,, | ૧–૮–૦ |
| સમાજની વેદીપર | ,, | ૨–૦–૦ |
| આદર્શ ચરિત્રાવલિ | ,, | ૧–૪–૦ |

સેવાસમિતિ પુસ્તકાલય,

૧૦૯, અરદેસર દાદી સ્ટ્રીટ, પટેલ બીલ્ડીંગ

મુંબઇ ૪

# અ. સૌ. માણેકબ્હેન ગીગાભાઇ લાખાણી

રૂઢી રાક્ષસીનાં ખપ્પરમાં હોમાયલી અનેક દુઃખી દેશ બ્હેનોને આશ્વાસન આપી, તેમને તન મન અને ધનથી મુંગી મદદ કરી જેણે પોતાના નારીદેહનું સાર્થક કર્યું છે અને કરે છે એવાં સુભાગી બ્હેન માણેક બ્હેનનો પરિચય અહીં લખવા યોગ્ય થઈ પડશે.

એમનો જન્મ લોહાણા ક્ષત્રિય જાતિમાં સં. ૧૯૫૭ માં મુંબઇ નગરીમાં થયો હતો. માતાનું નામ ગંગાબાઇ. એમના પિતા શેઠ કરસનદાસ થોડા સમયપર સ્વર્ગવાસી થયા છે.

શ્રીમંત માબાપને ખોળે એમનું બાલજીવન સુખમય હતું પણ બાળલગ્નની રૂઢિ અનુસાર ફક્ત ૧૨ વર્ષની ઉમરે ગુજરાતી ૪ ચોપડીનો અભ્યાસ પુરો થતાં માણેક બ્હેનનાં લગ્ન, પોરબંદરના પ્રતિષ્ઠિત નાગરિક શેઠ દામોદરદાસના જ્યેષ્ટ પુત્ર ગીગાભાઈ સાથે થયાં.

પૂર્વ જન્મના પૂણ્યપ્રભાવે ઉદાર દીલના પતિનો સહવાસ સાંપડતાં માણેક બ્હેનની મહત્વાકાંક્ષા અને આંતરિક શક્તિઓ છુંદાઇ ન જતાં સારી રીતે વિકસિત થઇ.

સાસરે આવ્યા પછીયે માણેક બ્હેનનું વાંચન વિશાળ થયું. જુનાં અને નવાં સાહિત્યની એમની લાયબ્રેરી અને વાંચન તરફની રૂચી જોતાં એ બ્હેનની સાહિત્યરસિકતાની ખાત્રી થાય છે. શ્રીમાન ગીગાભાઇએ પણ માણેકબ્હેનના માનસિક વિકાસની ગતિને વેગ આપ્યો એમ કહી શકાય. આજે માણેક બ્હેન છાને ખુણે કોઇ પણ જાતના આડંબર કે ધામધુમ વગર અનેક દુઃખી બ્હેનોનાં દુઃખ નિવારણની અબોલ પ્રવૃત્તિ કરી રહ્યાં છે. અનાથ વિધવાઓ અને અનાશ્રિત બાળકોને નાતજાતના ભેદભાવ વગર એક સરખી રીતે

આ બ્હેન મદદરૂપ થઇ શક્યાં છે જે સર્વ રીતે ધન્યવાદને પાત્ર છે.

પરોપકારની આ સર્વ પ્રવૃત્તિઓ તરફ શ્રીમાન્ ગીગાભાઇની મીઠી નજર છે. તેઓ પોતાની પત્નીનાં પુણ્ય કાર્યમાં સદાય સંમત હોય છે.

માણેક બ્હેન શ્રીમંતાઇને છાંયે ઉછર્યાં છે છતાં આજકાલની અંગ્રેજી ભણેલ કોમળાંગી અબળાઓ કે જે ફુંક મારતાં ઉડી જાય તેવી ફેશનમાં ફસાયલી નકલી 'ડોલી' જેવાં નથી. માણેક બ્હેને અનેક આફતો વટાવી છે. આફતના સમયમાં બહાદુરીથી સ્વરક્ષણ કરવાની શૂરી ક્ષત્રિયાણીના જેવી તાલીમ તેઓએ પ્રથમથી જ લીધી છે જે આજની દરેક સ્ત્રીને અનુકરણ કરવા લાયક છે.

તેઓ જેટલાં શુરવીર છે તેટલાં જ દયાળુ પણ છે. ભુખ્યાંને અન્ન, નિરાધારને આધાર, અને પીડિતોને ઔષધ આપવું એતો આ દયાળુ દંપતીના ઘરનો રવૈયોજ છે. કોમ કોમનો ભેદ ટાળીને ધંધા વગરનાને ધંધે લગાડે, તેને પરણાવી ઘર વસાવી આપે અને એવી જ રચનાત્મક પૂણ્ય પ્રવૃત્તિમાં આ પરોપકારી દંપતીએ જે ઉમદા ફાળો આપ્યો છે તે પ્રશંસાને પાત્ર છે.

માણેક બ્હેનની ગૃહવ્યવસ્થામાં હુશિયારી અને અતિથિ સત્કારનો વિધિ પ્રાચીન આર્ય સન્નારીનો આદર્શ ખડો કરે છે. ગરીબ તવંગરનો અહીં ભેદ નથી.

માણેક બ્હેનની આકૃતિ ભવ્ય અને ગૌરવવંતી પણ એમનું હૃદય તો પુષ્પ સમાન કોમળ છે. એમનામાં માતા તરીકેની વત્સલતા, પ્રેમ અને મધુરતા છે.

પિતા અને પતિના ઘેર પણ ધનના ઢગ જોયા છતાં એ બ્હેનને ધન, યૌવન કે સત્તાનો મદ ચડયો નથી. આંબો ફળે ને નીચે ઢળે તે સાથે તાપમાં તપેલાં અનેક મુસાફરોને શિતળ છાંયડી અર્પી મધુર સુવાસ ફેલાવે તેમ માણેક બ્હેન પણ વધુ નમ્ર અને નિરાભિમાની બની જીવનસુવાસ પ્રસરાવતાં જણાય છે.

હિન્દુ નારીસમાજની દુર્દશા એમને ભારે ખુંચે છે, એટલું જ નહીં પણ પોતાની જાતિના ઉદ્ધારક થવાની વૃત્તિ ધરાવી રહ્યાં છે. વિવિધ જ્ઞાતિઓના કઢંગા રિવાજો, ખોટી વાહ વાહ અને તે નીચે સંતાયલી સંતાપની હોળી જોઇને માણેક બ્હેનને ખુબ લાગી આવે છે.

આ સંસ્કારી બ્હેનની સાહિત્ય રસિકતા અને સહૃદયતાના ગુણથી આકર્ષાઇને "સમાજની વેદીપર" નામક આ પુસ્તક કે જેમાં સમાજના અત્યાચારો, દંભ અને પિશાચ લીલાથી પાયમાલ થયેલી એવી ૧૮ દુઃખી બ્હેનોની કરૂણ કથાઓ છે તે એ લાગણી પ્રધાન બ્હેનને અર્પણ કરવામા આવે છે.

સમાજમાં ચાલતા દંભ અને શઠતાની મતથી ભોળી બ્હેનો ચેતે અને બીજીને ચેતાવે તે માટે પોતાના ખરચે પોતાની દેશબ્હેનોમાં વાંચનનો પ્રચાર કરવાના હેતુથી માણેક બ્હેને આ પુસ્તકની કેટલીક નકલો, એવી બ્હેનોને મફત-ભેટરૂપે આપવાની ઇચ્છા જાહેર કરી છે. આવી પૂણ્યસરિતા જેવી બ્હેનો મહી આર્યાવર્તનો આદર્શ ઉજ્વળ રાખે એજ અભ્યર્થના !

---

## ગુજરાતી લાયબ્રેરીઓને:-

---

સર્વ પ્રકારનાં પુસ્તકો અમારે ત્યાંથી કિફાયત ભાવે મોકલવામાં આવશે. કોઇપણ ગૃહસ્થને ગમે તે પુસ્તક જોઇતું હોય તો અમારી પાસેથી મંગાવ્યે ફાયદો થશે.

લખો.

વ્યવસ્થાપક: સેવાસમિતિ પુસ્તકાલય

૧૦૯, અરદેશર દાદી સ્ટ્રીટ: પટેલ બીલ્ડીંગ

મુંબઈ, નં. ૪.

# બે બોલ

સમાજની વેદીપર દરરોજ કેટલાં બળિદાનો દેવાય છે તેની ગણત્રી કરવી અશક્ય છે. ધીમે ધીમે તે બળિદાનોની પ્રથા એવી તો રૂઢ થઈ ગઇ છે કે તે જાણ્યા છતાં ન જાણ્યા થાય છે, જોયા છતાં ન જોયાં થાય છે અને ધીમે ધીમે હવે તો જાણે સમાજ એવાં બળિદાનોથી ટેવાઇ ગયો હોય તેમ સહજ પણ તે તરફ દૃષ્ટિ કરતો નથી. જ્યારે સમાજસુધારણાનો વિષય ચર્ચાય છે, ત્યારે ગોળ ગોળ રીતે સમાજના અમુક મુદ્દાઓ ચર્ચાય છે, લાંબા ભાષણો અપાય છે, અને એ બધો ઉહાપોહ બે દિવસમાં શાન્ત થઇ જાય છે. એટલું જ નહિ પણ એ ઉહાપોહ કરનારાઓની ચારે તરફ ડગલે ડગલે હમેશનાં કેટલાંય નિર્દોષ જીવન રહેંસાય છે. તે તરફ લક્ષ આપવાની યાને જાણવા પુરતી પણ કાળજી લેવાતી નથી. હિન્દુ સંસાર એટલે બળિદાનોનું અક્ષય પાત્ર. દેવીના આગળના બળિદાનોમાં તો બળિનો પ્રાણ એક જ ઝટકે લેવાય છે પરન્તુ આ બળિદાનોને તો રીબાવી રીબાવીને મારવામાં આવે છે. અને એમને રીબાતાં જોવા છતાં કોઇને **આહ** ! પણ થતી નથી. વળી આ બળિદાનો કોઇ એક જ પ્રકારના યજ્ઞમાં દેવાતાં નથી. પરન્તુ રૂઢી યજ્ઞ, સત્તા યજ્ઞ, દંભ યજ્ઞ, દ્રવ્ય યજ્ઞ, સ્વાર્થ યજ્ઞ, જ્ઞાતિ યજ્ઞ, આદિ અનેક યજ્ઞોમાં દેવાય છે. આજ લગભગ દશ વર્ષથી સમાજની ગુંચો ઉકેલવા મથનાર, સમાજના દુઃખે દુઃખી થનાર અને સમાજના ઉત્કર્ષ માટે નિડરતાથી સતત યત્ન કરનાર “ **સમાજ જીવન** ” નાં તંત્રી વિદુષી લક્ષ્મીબ્હેનના અનુગ્રહથી આવાં

કેટલાંક બળિદાનોનું ટુંક વર્ણન આપવા પ્રયત્ન કર્યો છે આમાંના એકાદ બેના અપવાદ સિવાય બધાં બળિદાનોની હકીકત સત્ય છે. માત્ર દેશ, પાત્ર અને સમયનું પરિવર્તન કરી કેટલીક બાબત ઘટાડવી યા વધારવી પડી છે. પરન્તુ અસલ વસ્તુ સત્ય છે; છતાં એ રીતે કોઇને જાહેરમાં લાવવા યા સમાજમાં હીન બનાવવાનો ઉદ્દેશ જરા પણ નથી. કદાચ કોઇની લાગણી આ બળિદાનો વાંચતાં દુઃખાય તો તે માટે ક્ષમા યાચું છું. કારણ આ લખવાનો ઉદ્દેશ માત્ર સમાજને જાગૃત કરવા તથા ઉપર જણાવ્યા મુજબના રાક્ષસ યજ્ઞો બંધ કરાવવાનો છે.

સેવાસમિતિ પુસ્તકાલય સંસ્થાના વ્યવસ્થાપકઃ જાણીતા સમાજસુધારક, ભાઇ નારાયણજી ગોકલદાસ ડોસાણીએ સમાજજીવનમાં આવેલાં આ બળિદાનોને પુસ્તકાકારે છપાવી સમાજની અનુપમ સેવા કરવા ઉત્કંઠા બતાવી છે તે માટે તેમનો ઉપકાર માનું છું. અને હજી તેમની ઇચ્છા છે કે બીજાં આવાં બળિદાનો પ્રકટ થાય. ઇશ્વરકૃપા હશે તો બીજાં બળિદાનોથી પણ વાંચક વર્ગને પરિચિત કરવા હું યત્ન કરીશ. આ પુસ્તક જો વાંચક વર્ગના હૃદયમાં નિર્દોષ છુંદાતા અસહાય જીવનપ્રતિ સહજ પણ સહાનુભૂતિ ઉત્પન્ન કરશે તો હું મારા શ્રમને સાર્થક સમજીશ. ઇતિ શિવમ્.

કલકત્તા.
અધિક શ્રાવણ શુક્લા—એકાદશી
વિક્રમાર્ક ૧૯૮૪

નિરંજન.

## સેવાસમિતિ પુસ્તકાલયના માનવંતા ગ્રાહકોને

# નિવેદન

પૃથ્વીપરની સર્વ પ્રજાઓમાં આજે રાજકીય, ધાર્મિક ને સામાજિક ક્રાંતિની જોસભેર ચળવળ થઈ રહી છે. આ યુગધર્મને ઓળખી આપણા સમાજમાં ચાલી રહેલી આપખુદી, અન્યાય, દંભ ને પ્રપંચોને ઉઘાડા પાડી એકેએક સાંસારિક પ્રશ્નોને ઝીણવટથી છણી તેનો ઉકેલ કરનારી રસિક નવલકથાઓ, ગુજરાતના પ્રસિદ્ધ સામાજિક નવલકથાકારો પાસે મોટે ખરચે લખાવીને આ સંસ્થા તરફથી બહાર પાડવામાં આવે છે.

આ સંસ્થા તરફથી બહાર પડતી દરેક નવલકથાની વસ્તુગુંથણી એવી સચોટ ને સરળ હોય છે ને તેમાં એવી રસની જમાવટ કરેલી હોય છે કે વાંચનારને એકવાર હાથમાં લીધા પછી તે પૂરી કર્યા વગર ચાલતું જ નથી.

આ સંસ્થા તરજુમિયા સહિત્ય પ્રગટ કરતી નથી. તેની મૌલિક Original સામાજિક નવલકથાઓ માટે વિદ્વાનો ને પત્રકારોના ઉત્તમમાં ઉત્તમ અભિપ્રાયો મળેલા છે.

આ સંસ્થા તરફથી બહાર પડતાં પુસ્તકો આબાળવૃદ્ધ સ્ત્રીપુરૂષ સર્વને એક સરખાં ઉપયોગી છે.

તમારે જો સામાજિક પ્રશ્નોનો અભ્યાસ કરવો હોય, હિંદુસમાજના ઉદ્ધારની ચાવી જોઈતી હોય, સંસારમાં સ્વર્ગની ઝાંખી કરવી હોય તો અમારી રસપૂર્ણ સામાજક નવલકથાઓ તુરત મંગાવી લો.

અમારા માનવંતા ગ્રાહકોની સગવડતા ખાતર, અમે સેવાસમિતિ ગ્રંથમાળાની યોજના કરી છે, જે ગ્રંથમાળાના ગ્રાહક થવાથી સસ્તે પુસ્તક મેળવી શકાય છે. ગ્રંથમાળાના નિયમો માટે આ પુસ્તકના છેલ્લે પાને જોશો.

અમારાં પુસ્તકો સિવાય બીજાં પણ સર્વ જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી કીફાયતે મળી શકશે. ગ્રાહકોનો સંતોષ એ અમારો મુદ્રાલેખ છે.

લખો:

**વ્યવસ્થાપક: સેવાસમિતિ પુસ્તકાલય.**

૧૦૯, અરદેશર દાદી સ્ટ્રીટ પટેલ બીલ્ડીંગ મુંબાઈ ૪.

# અનુક્રમણિકા

# માસ્તર સાહેબની પત્ની

## બલિદાન ૧ લું:

અમારા ગામના અવલ કારકુન અનંતપ્રસાદ ઘણા જ ધાર્મિક પુરૂષ હતા. ગામમાંથી કેટલીય ભેટ તેમજ ફળ મૂળ શાક તરકારી તેમને ત્યાં આવતાં પણ તે કદી પણ તેનો સ્વીકાર કરતાં નહિ. અન્ય રીતે કહીએ તો તે કદી લાંચ રૂશ્વત લેતા નહિ. કદી કોઇ માણસ ખાવાની કોઈ ચીજ માણસ મારફત મોકલાવી દે તો પણ તે આખા ફળી-આને વહેંચી દેતા, પરન્તુ ઘરમાં રાખતા નહિ. આથી ગામ લોકની તેમના પર સારી પ્રીતિ હતી. દીન દુઃખી સૌ તેમની પાસે આવી દુઃખ રડતા, તેમજ જીજ્ઞાસુઓ તેમની પાસેથી કાંઇક આશ્વાસન મેળવતા. નોકર ચાકર હોવા છતાં પોતાનું ધોતીયું તે જાતે જ ધોતા. આથી જ્યારે જ્યારે સમય મળતો ત્યારે ત્યારે હુંય ત્યાં જઇ તેમના સત્સંગનો લાભ લેતો. એક દિવસ રાત્રે રોનની તપાસણીમાં બાર વાગ્યા પછી જવાનું હોવાથી સાંજે સાતેક વાગ્યે તેમની પાસે જઇ બેઠો. લગભગ પાંચેક મિનીટ થઇ હશે ત્યાં તેમની ઓફિસનો પટ્ટાવાળો હમીર તથા તેની સાથે એક આધેડ વયની બાઇ આવ્યાં.

ઓફિસના પટ્ટાવાળાને રાતને સમયે ઘેર આવેલો જોઇ અનંતપ્રસાદે તેના આગમનનું કારણ પૂછ્યું. જવાબમાં હમીરે જે કહ્યું તેનો સાર એ હતો કે તેની સાથે આવેલી બાઇ તે જ ગામના એક પ્રતિષ્ઠિત ગણાતા પેન્શનર શિક્ષકની સ્ત્રી હતી. ગામથી એક માઇલ દૂર આવેલી વાવમાં પડવાની તૈયારી કરતાં તેને જોઇ, સમજાવીને ત્યાં તેડી લાવ્યો હતો.

હમીર ચાલ્યો ગયો. પેલી બાઇ ઘરમાં જઈ અંદરના ઓરડા આગળ બેસી ગઇ. બાજુમાંની એક વિધવા બાઇ અનંતપ્રસાદની પત્ની પાસે બેઠી હતી તે બોલી ઉઠીઃ—

" કોણ કાશી ? તું કયાંથી ? "

કાશીએ છૂટે મોઢે રડવા માંડયું. ક્ષણ પછી પોતાનો ઉભરો દબાવીને તે બોલીઃ—

" મામી ! હું શું કરૂં ? મને આજ ત્રણ દિવસથી કશું ખાવાનું આપ્યું નથી. મારાથી બોલાતું નથી. હું તો વાવમાં પડતી'તી તે આ ભાઇ મને તેડી લાવ્યો. હવે હું કયાં જઉં ? "

" ચાલ, પહેલી ખાઇ લે. આવ તને ખાવાનું આપું. " તે વિધવા બાઇ પોતાને ઘેર તેડી ગઇ. તેને ખવડાવી તેની હકીકત પૂછી. અનંતપ્રસાદના પત્ની પણ તેની સાથે ગયાં હતાં. તેમણે આવી અનંતપ્રસાદને નીચે મુજબ બધી હકીકત જણાવી.

કાશીના પતિનું નામ શંભુરામ પંડયા છે. તેઓને ચાળીસ રૂપિઆ પેન્શન મળે છે. તેમના પુત્રનું નામ મૂળશંકર છે. ત્રણેક વર્ષ થયાં તેનું લગ્ન થયું છે. કાશીમાં જરા

## સમાજની વેદીપર:

(પાના ૩ સ

સાહિત્ય રસિક બ્હેન:-



અ. સૌ. માણેકબ્હેન ગીગાભાઈ લાખાણી

( મુંબઈ )

## માસ્તર સાહેબની પત્ની

બુદ્ધિની ખામી છે તેમજ છેક ભોળી છે. મૂળશંકરની વહુ નર્મદાના આવ્યા પછીથી જ કાશીની દુર્દશા શરૂ થઇ છે. તે બિચારી પાસે આખા ઘરનું કામ કરાવવા ઉપરાંત દળવા, ખાંડવા તથા પાણી ભરવાનું કામ લેવાય છે. સાજી માંદી દરેક હાલતમાં તે તે કર્યે જાય છે. ઘરનાં બધાં જમી રહ્યા બાદ નર્મદા એઠાં વાસણો ભેગાં કરી, તેમાં કડકો રોટલો નાખી કાશીને ખાવા આપે છે. દાળ ભાત વગેરે જે કાંઇ વધ્યું હોય તે જુદું ઢંકાય છે. એક ભિખારી પણ એઠો રોટલો લેતાં આનાકાની કરે તે રોટલાથી પણ કાશી સંતોષ માને છે. છતાં રોજ શ્રીમાન શંભુરામના હાથનો કેટલોય માર ખાય છે. તેના શરીર પર ચાઠાં પડી ગયાં છે. ત્રણ વર્ષથી આમ તે ભુખ અને દુઃખ સહન કરે છે. સુકા કડકા રોટલા સાથે છાશ પણ નર્મદા આપતી નથી. તે પડોશમાંથી યા ફળીઆમાંથી કાશી ભીખ માગી લાવી ચલાવી લે છે. કારણ સુકો રોટલો ગળે પણ શી રીતે ઉતરે ? છોકરો કાંઇ બોલતો નથી. અને કેળવણી ખાતાનું પેન્શન ખાતા પતિને તો નેતરની સોટીથી કાશીની પીઠનો ભાર હલકો કરવાનું નિત્ય કર્મ જ થઈ પડયું છે. ગઇ અગીઆરસને દીને તેની પાસે નક્કોરડો અપવાસ કરાવ્યો. બારસને દિને શિક્ષક સાહેબની સોટીનાં પારણાં કર્યાં. છેક સાંજે ૭ વાગે ભૂખથી અત્યંત પીડાઇ નર્મદા પાસે ખાવાની યાચના કરી તો ત્યાંથી લાતો પડી. એટલું જ નહીં પણ છાતી ઉપર ચઢી બેસી કાશીને ખૂબ મારી. જેમ તેમ તે રાત્રે સુઇ રહી. તેરસને દિને શિક્ષક સાહેબે તેને માર મારી કાઢી મૂકી. તે કયાં જાય ? રાત્રે ધર્મશાળાના ઓટલાપર પડી રહી. ત્રણ દિવસ તો નક્કોરડા ગયા. છતાંય તે પાછી ચૌદશે ઘેર ગઇ. ઘરનું બધુંય

કામ ભૂખે પેટે કર્યું. પાણી ભરીને આવતાં લથડીયું આવ્યું. ગાગર જેમ તેમ સંભાળી પણ ઘડો પડી ગયો. ઘેર આવતાં આ થયેલા મહાન નુકસાન માટે પેન્શનર સાહેબે તેનાં હાડકાંનો ચુરો કર્યો અને ઘર બહાર હાંકી કાઢી. બાઇની ઉમ્મર છે ચાળીસ વર્ષની. પિયરમાં કોઇ નથી. તેમ બાઇ ચાલચલણની પણ સારી છે. તે રાત્રે છોકરાઓની નિશાળમાં પડી રહી. બીજે દિને એટલે આજ સવારમાં ઉઠી વાવમાં પડવાના ઇરાદાથી ધીમે ધીમે જેમ તેમ કરી વાવ પાસે ગઇ. પણ દિવસે ઘણા માણસનો અવરજવર હોવાથી ત્યાં એક જાળામાં છૂપાઈ રહી. સંધ્યાકાળે વાવમાં પડવા માટે પગથીઆં ઉતરતી હતી ત્યાં હમીર આવતો હતો તેની નજરે પડી. તેણે તેને ઓળખીને સમજાવીને અહીં લાવ્યો.

આ વાત સાંભળી ત્યાં બેઠેલા તમામનું હૃદય કકળી ઉઠયું. મને તો એમ થયું કે માસ્તરનાં હાડકાં જ ભાંગી નાખું. પણ કાયદો એવી બાબતમાંય આડે આવે છે. તેથી ગુપચુપ રહેવું પડયું. અંતે તે બાઇને પુછતાં ખબર પડી કે તેના દૂરના એક મામા નડીઆદમાં રહેતા હતા. તેના યજમાનો તેને ઓળખે છે અને જો તે નડીઆદ જાય તો ત્યાં તે રોટલે દુઃખી થાય નહિ. બાકી એ વિના તો ઉપર આભ અને નીચે ધરતી છે. તેને જવાનું બીજું ઠેકાણું નથી. બીજે દિને સવારમાં જ અનંતપ્રસાદ, મેં, તથા બીજા ત્રણેક ગૃહસ્થોએ મળી તેને નડીઆદની ટીકીટ ઉપરાંત દશેક રૂપીઆ રોકડા કરી આપ્યા. જતાં જતાં તે કહેવા લાગી. "એમનો આ લોટો મારી પાસે રહી ગયો છે તે હું આપી આવું. મારી વહુ બચારી ખોળ્યા કરશે."

## માસ્તર સાહેબની પત્ની

છેવટે તેને ઘર તરફ ન જવા દેતાં હમીર સાથે સ્ટેશને વિદાય કરી.

પ્રિય પાઠક! કહીશકે આ પેન્શનર શિક્ષક મહાશય જેવાં કેટલાં પાષાણુ હૃદયો આ સમાજમાં છે? પોતાની પત્ની-ની આવી દશા કરનાર નર રાક્ષસ તેં જોયા છે? પુત્ર વધુને પણુ શાની ઉપમા આપવી? એ બધા પછી સમાજને એટલું જ પૂછીશકે ઓ ક્રૂર ઘાતકી સમાજ! આટલું દુઃખ સહન કરવા છતાંય લોટા માટે વહુની દયા ખાનારી સરલહૃદયા સ્ત્રીઓના હૃદયદ્રાવક નિશ્વાસોથી હજી તું કેમ બચી રહ્યો છે?

# પ્રભાદેવીનું પણ

## બળિદાન ૨ જું:

લલિતા અપહરણ કેસમાં ગોયન્દાગીરી ( જાસુસી ) કરતાં કરતાં કેટલાંક સૂત્રો હાથ લાગતાં હું લખનૌ જઇ પહોંચ્યો. જે સૂત્રોના આધારે હું અનુસંધાન કરતો હતો તે ઉપરથી અસદ્ અભિપ્રાયથી લલિતાનું હરણ થયેલું જણાતું હતું. આથી લખનૌમાંની વાર–વનિતાઓના મકાનોમાં ખાનગી તપાસ કરવાની મને ફરજ પડી. લલિતાનો ફોટો મારી પાસે હતો અને હમેશ તે જોઇ તેના ચ્હેરાનું મનન કરવાથી મારા હૃદયમાં તે છબી એવી તો ચિતરાઇ રહી હતી કે ગમે તે વેશમાં પણ તેને ઓળખવી એ મને સહેલું હતું.

એક દિવસ હું તપાસ માટે પ્રભાદેવીના મકાનપર જઇ ચઢયો. પ્રભા વારવનિતા હોવા છતાં પોતાના નામ સાથે દેવી શબ્દનો યોગ કરતી હતી. તેના આ કાર્યથી મને અત્યંત આશ્ચર્ય થયું. સંગીતના એક બે મધુર આલાપ થયા પછી તે પોતાના નામ સાથે દેવી શબ્દનો ઉપયોગ શા માટે કરતી હતી તે પૂછતાં તેણે કહ્યું:—

' જનાબ ! કલકત્તામાં કાલીદેવીને બકરાનો ભોગ અપાય છે. ઘણે ભાગે બકરીઓને બળિદાનમાંથી મુક્ત રખાય છે. તેમ જ મેં પણ ' નરબલિ ' સ્વીકારવાનું પણ લીધું છે. સ્ત્રી-

જાતિને હું તેમાંથી મુક્ત રાખું છું. પુરૂષોના તન, મન, ધન વગેરેનું બળિદાન લઇને તેમનાં હાડચામવત્ કંગાલ દરિદ્રી શ-રીરને મારા મુખબલના પયજાર વડે ઠોકરે ઉડાવી દઉંછું. પણ જો કોઈ સ્ત્રી બળિદાન મારા ખપ્પરમાં ફસાય યા બીજા કોઇના ખપ્પરમાં ફસાતું હોય તો હું મારી તમામ શક્તિ વા-પરી તેનો ઉદ્ધાર કરૂં છું. આથી મેં મારૂં નામ પ્રભાવતી બદલી પ્રભાદેવી રાખ્યું છે. કાલીકા જેમ સમસ્ત ભારતવર્ષની માતા છતાં કલકત્તામાં વસી છે, દેવી છતાં નગ્ન રહી છે, અપરિમીત શક્તિશાલિની હોવા છતાં નરમુંડની માળા ધારણ કરે છે તેમ હું ગુજરાતી હોવા છતાં લખનૌમાં રહી છું. હિન્દુ છતાં, હિ-ન્દુનું નામ ધરાવવા છતાં કોઇ વખત દક્ષિણી તો કોઇ વખત બંગાળી તો કોઇ વખત મુસલમાની પોષાક તથા બોલી ધા-રણ કરૂં છું. અને સ્ત્રીબળિદાનોથી મારો ભંડાર ચિકાર કરવાને બદલે નરબલિથી જ મારૂં ખપ્પર ભરૂં છું. આ મારા વ્રતની પૂર્ણાહૂતિ મારા જીવન સાથે જ કરવાની છું. છતાં વ્રતના ઉદ્યાપન તરીકે નરબલિદાન લેવા સાથે સ્ત્રીઉદ્ધાર પણ કરતી રહું છું.'

તેની આ વાતથી મને અત્યંત આશ્ચર્ય થયું. મેં મારા વ્યક્તિત્વનો જેવો તેવો ભાસ તેને થવા દીધો હતો છતાં જે કાર્ય માટે હું આવ્યો હતો તેથી તે કેવળ અજાણ જ હતી. મેં કુતુહલવશ થઇ તેને પ્રશ્ન કર્યો:—

'તમે જે કહો છો તે કેવળ સાચું છે ? હું તો માની શકતો નથી. તેમ જ તમારી ભાષા સંસ્કારી લાગે છે તેમ જ તમારૂં પણ જોતાં તમારૂ જીવન કોઇક ઉંડા રહસ્યથી ભરપુર જણાય છે. તમને હરકત ન હોય તો કાંઇક વધુ સાંભળવાની ઇચ્છા પણ છે.'

## પ્રભાદેવીનું પણ

'મારૂં કહેવું અક્ષરેઅક્ષર સત્ય છે.' આમ બોલતાં તે ઉઠી અને બાજુના કબાટમાંથી ત્રણ ચાર કાગળો કાઢતાં તે બોલી:—

'અત્રેના પ્રસિદ્ધ લક્ષ્મીનંદન જ્વાલાપ્રસાદ બાબુને તો આપ ઓળખતા જ હશો. એમની મિલ્કત કમમાં કમ આઠ કરોડની હતી. મારા ખપ્પરમાં એ મહાશય સપડાઇ ગયા અને આજ ચીંથરેહાલ ભિખારીની દશામાં તેમની સ્ત્રી એમને જે કાંઇ આપે તે ઉપર જીવન નિભાવી રહ્યા છે. આ કાગળો વાંચશો તો મારા કથનની ખાત્રી થશે. આમાં બન્ને બાબતના પુરાવા છે.'

તેના હાથમાંથી કાગળો લઈ એક પછી એક વાંચતાં હું આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો.

પહેલો કાગળ નીચે મુજબ હતો:

શ્રીમતિ પ્રભાદેવી!

મારે તમને પત્ર ન જ લખવો જોઇએ છતાં ફરજ પડે છે. તમે ગમે તે કરો તેમાં હું આડે આવી શકું નહિ; પરન્તુ છેવટની વિનંતિ એટલી જ છે કે તમે બાબુજી (જ્વાલાપ્રસાદ)નું સર્વસ્વ લઇ લ્યો તે માટે મને કાંઇ જ દુઃખ નથી. મારા પોતાના દાગીના પણ તમારી તૃપ્તિ માટે આ સાથે મોકલું છું અને બદલામાં એટલી જ ભિક્ષા માગું છું કે એમનું સર્વસ્વ લઇને પણ એ મને પાછા સોપો.

લી. તમારી કૃપાની ભિખારી
ગુણવતી.

જ્વાલાપ્રસાદની સ્ત્રીનો આ પત્ર પૂરો કરી બીજો જ્વાલાપ્રસાદના કાકાનો પત્ર વાંચવા માંડયો:—

શ્રીમતિ પ્રભાદેવી !

તમારો પત્ર મળ્યો. જ્વાલાપ્રસાદ પાયમાલ થઈ ઘરઘર ભટકે છે અને તેની એ દશાનું મુખ્ય કારણ તમે જ છો એ આખી દુનિયા જાણે છે. છતાં તમારા તરફથી આવી સહૃદય માગણી આવે એ તો ન માની શકાય તેવું છે. છતાં તમારા જ હાથથી લખેલો પત્ર જ્યારે હું વાંચું છું ત્યારે શંકાને સ્થાન આપવું હું યોગ્ય ધારતો નથી. ભલે ! તમારી ઈચ્છા મુજબ જ્વાલાપ્રસાદની બધી સંપત્તિ તમે તેની સ્ત્રીના નામે રજીષ્ટર દાનપત્ર કરી મને મોકલો. હું તેની વ્યવસ્થા તમારા લખવા મુજબ જ કરીશ. સૌ. ગુણવતીને એ શરતે તે સંપત્તિ આપીશ કે જેમાંથી તે જ્વાલાપ્રસાદને માત્ર ખોરાકી પોષાકી ઉપરાંત કંઇ જ ન આપી શકે.

લી૦

અમુલખપ્રસાદ.

ત્રીજો પત્ર ગુણવતીનો હતો:

બ્હેન પ્રભાદેવી !

કાકાજીની મારફત બધી હકીકત જાણી. હું સમજી નથી શકતી કે મારે તમને શાની ઉપમા આપવી ? તમે જ મને અને મારા પતિને પાયમાલ કરી મારા સંસારનું સત્યાનાશ કાઢયું. મારા ધણી ભીખ માગતા થયા–નાદાર થયા. અમને અન્નવસ્ત્રનું કષ્ટ પડવા લાગ્યું. અને તે જ વખતે પાછાં તમે જ એ સંપત્તિ મારા નામે કરી આપી અમને સુખી કર્યા. પણ આમ સંપત્તિ પડાવી લઈ વળી પાછી દાન કરવાનો આપનો હેતુ હું સમજી શકી નહિ. ખેર ! ગમે તે હો, પણ

મારા ઉપર કરેલ અનુગ્રહ માટે આપની ચીરઋણી રહેવા ઉપરાંત ઇશ્વર પાસે પ્રતિદિન આપની મંગળ કામના કરીશ.

લી. તમારી ન્હાની બ્હેન ગુણવતી.

પત્રો વાંચ્યા બાદ મેં પૂછ્યું: ' તમારે આમ કરવાનું કારણ ? '

' એ જ મારી પ્રતિજ્ઞા છે. મારૂં જીવન ખરાબ કરનાર–મને વારવનિતા બનવાની ફરજ પાડનાર જ એ પુરૂષજાતિઃ અને તેથી જ તે વેર લેવાને માટે હું પુરૂષોને પાયમાલ કરૂં છું અને તેમના અત્યાચારથી પીડાતી બિચારી સ્ત્રીઓને મદદ કરૂં છું. મારૂં જીવન વૃત્તાંત સાંભળી તમે મને અન્યાયી નહિ જ કહો. છતાં આખરે તમેય પણ પુરૂષ તો છોજને ! ' તે ખડખડ હસી પડી.

' મને યાદ પણ નથી કે મારાં માબાપ કયારે મરી ગયાં તથા હું કયારે પરણી તથા કયારે રાંડી. જયારે હું કાંઇક સમજતી એટલે કે લગભગ બારેક વર્ષની થઈ ત્યારે કોઇ મારા દૂરના બનેવી સુમનલાલ પાસે હું રહેતી હતી. બધાં મને તેની સાળી તરીકે ઓળખતાં. પણ મેં મારી બેનનેય દીઠી નથી. તેમ સગાઇ શી રીતની તે પણ જાણી નથી. સુમનલાલ મારા તરફ અત્યંત પ્રેમથી જોતો હતો. દરેક રીતે મને રાજી રાખતો હતો. એક દિવસ તેને વિચારમાં બેઠેલો જોઇ મેં સહજ પ્રશ્ન કર્યો કેઃ કેમ ! શા વિચારમાં પડયા છો ?

તે મારા તરફ ક્ષણ જોઇ રહી બોલ્યોઃ ' તારા જ વિચારમાં છું, પ્રભા ! તારી બ્હેન મરી ગયા પછીથી તું

મારી સાથે એવી તો હળી ગઇ છે કે તારાથી એક પળ પણ હું જુદો રહી શકતો નથી. કોણ જાણે મારી શી દશા થશે ?'

તેના શબ્દોથી મારૂં મુખ રાતું થઈ ગયું. હું નીચું જોઇ બીજા ઓરડામાં ચાલી ગઇ; પરન્તુ મારા મનમાં તેને માટે પ્રેમનું પજરણ થવા માંડયું. તેની સાથે લગ્ન કરવાના હવાઇ કિલ્લા મનમાં બાંધવા માંડયા. ત્યાં સુધી મને ખબર જ ન હતી કે હું સમાજની વેદીપર પતિદેવના હાથે બળિદાન રૂપે હોમાઇ ગઇ હતી. ધીમે ધીમે તે પોતાનો પ્રેમ બતાવવા લાગ્યો અને લગ્ન કરવાનું વચન આપતાં એક દિવસ તેણે મારા કૌમારવ્રતનો અંત આણ્યો. મને પણ તે ક્ષણે લગ્નની ઉતાવળ ન જણાઇ. હું તો તેની પાછળ ઘેલી જ બની ગઈ હતી. લગ્નની આવશ્યકતાનો વિચાર કરવા જેટલી પણ મારી બુદ્ધિ રહી ન હતી. આ રીતે ચાર વર્ષ વિત્યાં, પરન્તુ કુદરત અમારી આડે આવી. મને ગર્ભાવસ્થાનાં ચિન્હ જણાતાં મેં લગ્ન માટે હઠ કરવા માંડી એટલે તે પોતાના કાકાને ત્યાં જઇ લગ્ન કરવાના બ્હાને મને તેડીને અજમેર આવ્યો.

અહીં આવ્યા બાદ તેનું વર્તન એકદમ બદલાઈ ગયું. એક કંગાળ જેવા જણાતા વૈશ્ય સાથે તેણે મારૂં લગ્ન કરી દીધું. આ વખતે મને ચોથો માસ જતો હતો. તે વૈશ્યને પ્રથમ તો આ બાબતની ખબર ન હતી, પરન્તુ જ્યારે ખબર પડી ત્યારે પણ પ્રસુતિના સમય સુધી તો તે કાંઇ ન બોલ્યો. પુત્રીના પ્રસવ પછી છ સાત માસ બધું ઠીક ઠીક ચાલ્યું, પણ પછીથી તેણે પોતાનું રૂપ પ્રકાશ્યું. તેને નોકરી ધંધો કાંઇ જ ન હતો. ભાંગ પીવાની ટેવ પડી હતી, વખતે

વખતે ગાંજો પણ ખરો જ. પૈસા ખુટયા અને તેનું ખરૂં સ્વરૂપ મારી નજરે પડયું. ગામના સહેલાણી યુવકોને પોતાને ઘેર લાવવા લાગ્યો અને ધીમે ધીમે તેમની સાથે કુકર્મ કરવા મને ફરજ પાડવા લાગ્યો, જેથી ગુજરાન નીકળે. મેં પ્રથમ હઠ કરી ના પાડી, પરન્તુ 'કૌમારાવસ્થામાં ગર્ભ ધારણ કરનારી સતિ સાધ્વી' આદિ વાક્યોના પ્રયોગ તથા મારથી હું ત્રાસી ! મને લાગ્યું કે જો હું તેના મિત્રોને ખુશી રાખું તો મારૂં દુઃખ ટળે અને હું શાન્તિથી રહી શકું.

આમ કરતાં એકાદ વર્ષ ગયું ત્યાં તે મૃત્યુ પામ્યો. તેના મિત્રો મને આશ્રય આપવા તત્પર થઈ રહ્યા. હવે મારા મનને પણ કાંઇ સંકોચ થતો ન હતો. એક જણે મને પાંચ હજારના દાગીના અને દશ હજાર રોકડા આપ્યા અને તેની સ્ત્રી તરીકે હું તેની સાથે દિલ્હીમાં આવી રહી; પરન્તુ તેની સાથે હું લાંબો વખત ન રહી શકી. અમારા ઘરમાં એક નોકરડી હતી. દેખાવમાં તે અમાવાસ્યાની રાત જેવી ઉજ્વળ અને આનંદકારક હતી. તે પુરૂષ મારાથી છુપો છુપો તેની સાથે પોતાની પાશવિકતા પૂર્ણ કરતો હતો. મેં તે જોયું. મારા હૃદયમાં ઇર્ષાગ્નિ પ્રકટયો. પુરૂષ માત્ર બેવફા અને સ્વાર્થી, એ નિશ્ચય થયો અને હું મારા દાગીના તથા મારા નામ પરના રૂપીઆ બેંકમાંથી લઇ તેની સાથે લડી અહીં આવી.

જે પુરૂષ જાતિએ મારી આ દશા કરી તેના પર વેર લેવું અને નિર્બળ સ્ત્રી જાતિનું રક્ષણ કરવું, એવી મેં પ્રતિજ્ઞા કરી. મારા પૈસા, મારી યુવાની, મારૂં સૌંદર્ય, હાવભાવ આદિના સાધન વડે હું તે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરૂં છું.

તેની વાતથી મને હિંદુ સમાજ તથા તેના અત્યાચારથી થતી દુર્દશા માટે ઘણું જ લાગી આવ્યું. મુકામ પર જઇ આ જ વાતનો વિચાર કરતો તંદ્રાવશ થયો. તંદ્રામાં પણ જાણે તે આવીને કહેવા લાગીઃ—' વિચારવાનું કારણ નથી. ભારતની સમસ્ત સ્ત્રીઓને મારા જેવી દિક્ષા આપી, પુરૂષ જાતિ પર પુરેપુરૂં વેર લઇ, હિન્દુ સમાજનો ધ્વંશ કરી નાખીશ. સ્ત્રીશક્તિ કેટલી પ્રબળ છે તે તમને પ્રત્યક્ષ કરાવીશ.'

આંખ ઉઘડી ગઇ, મુખમાંથી સહસા બોલાઇ જવાયુંઃ ' હાય ! હિંદુ સમાજ તારા ખપ્પરનાં બલિદાનોની હાય શું નહિ કરે ? '

# ચારૂનું ભાવિ.

## બળિદાન ૩ જું:

મારા એક પરમ સ્નેહીને ત્યાં તેની દીકરીના લગ્નના આમંત્રણને લીધે મારે જવું થયું હતું. મિત્ર જરા સારી સ્થિતિના ગૃહસ્થ હતા. તેમ જ તેમનું કુટુંબ કંઈક કેળવાયલું પણ હતું. લગ્નના કેટલાક જુના રિવાજોને તેમણે તિલાંજલી આપી હતી છતાં કેટલાક વખોડવા જેવા રિવાજ પણ હજી ચાલુ હતા. કારણ સમાજના બધા નિંદનીય રિવાજોને કાઢી સમાજ સામે ખુલ્લો બળવો કરવાની હિમ્મત તેમના પોતામાં તો હતી જ, પરન્તુ તેમના બીજા કુટુંબીઓ હજી તે સ્થિતિએ પહોંચ્યા ન હતા.

દૂર દૂરનાં સગાંને નિમંત્રણ કરવામાં આવ્યાં હતાં અને તેમાં નિરાધાર અબળાઓને ખાસ કરી આમંત્રણ કરાયાં હતાં. જેથી પોતાની નિરાધાર સ્થિતિનો ખ્યાલ તેઓ કાંઈક વિસરે, અને હજી પણ પોતાને યાદ કરનાર કોઈક છે ખરૂં એમ તેમને આશ્વાસન મળે. આવાં આવેલાં સગાંમાં એક મા દીકરી પણ હતાં. માનું નામ કિશોરી અને દીકરીનું નામ ચારૂમતી હતું. કિશોરીનું વય પાંત્રીસ છત્રીસ હશે પરન્તુ દેખાવ ચેંતાળીસ પીસ્તાળીસ જેવો હતો. ચારૂ બાર

વર્ષની હતી. સ્નેહીને ત્યાં આવેલા મંડળમાં ચારૂ ખાસ બધાનું ધ્યાન ખેંચતી હતી. તેની સુંદરતા અને ધીમે ધીમે પ્રકાશમાં આવતી મુગ્ધાવસ્થા, તેનું નમ્ર પણ મીઠું અને મનહરણ ભાષણ, તેની ઝડપી પણ આકર્ષક ચાલ, નિર્દોષ નૈસર્ગિક અંગભંગી, તેમ જ તેની મૃદુતા અને અંગેઅંગની કોમળતા ભલભલી સ્ત્રીઓને પણ મોહમાં નાખે એવી હતી. લગ્નમાં મારા સ્નેહીના બીજા એક શ્રીમંત સગાનું કુટુંબ પણ આવેલ હતું. અંદર અંદર વાતચીતમાં એમ પણ હું જાણવા પામ્યો હતો કે એ સગાના એક પુત્ર જે હાલ કોલેજમાં ભણે છે તેની સાથે ચારૂનો વિવાહ કરવાની મારા સ્નેહીની ઇચ્છા હતી.. કારણ, ચારૂમાં સૌંદર્ય સાથે કેળવણી પણ હતી અને એમના એ સગાંનું કુટુંબ પણ કેળવાયલું અને શ્રીમાન હતું. છોકરો પણ યોગ્ય હતો. જેથી બન્ને જણ સુખી થાય એમ હતું. લગ્ન પ્રસંગે આવેલાં મહેમાનો ગયા પછી ચારૂ તથા તેની માતા બેચાર દિવસ વધારે રોકાયાં હતાં. મને પણ બે દિવસ વધુ આગ્રહથી રોકયો હતો. તે દરમ્યાન મેં મારા સ્નેહીને ચારૂના લગ્ન સંબંધમાં પૂછ્યું. તેમણે અમે બધાં બેઠાં હતાં ત્યાં ચારૂ તથા તેની માતાને બોલાવી તેમનો વિચાર પૂછ્યો. ચારૂની માતાએ આંખમાં આંસુ સાથે કહેવા માંડયું:—

અમારી પહેલાંની સ્થિતિ બધાં જાણે છે. મારા પતિ સરકારી નોકરીમાં હતા. પગાર પણ ઠીક હતો. મારા જેઠ ગુજરી ગયા ત્યારે તેમનો બધો ખર્ચ અમારે માથે પડયો. અને અમારૂં જે કાંઇ હતું તે બધુંય તેમાં હોમાયું. તે પહેલાં મારા જેઠના દીકરાના લગ્ન વખતે પણ મારા પતિએ કેટલાક

રૂપિયા મારા જેઠને આપેલા. ત્યારબાદ મારા જેઠાણી ગુજરી ગયાં અને થોડા જ વખતમાં મારા પતિ પણ દેવ થયા. એ દેવ થયા પછી મારો દીકરો મંજુલાલ અને દીકરી આ ચારૂને લઇ થોડો વખત તો મેં જેમ તેમ ગાળ્યો. પણ પછી મને ખાવા પીવાની પણ સાધારણ તકલીફ પડવા માંડી. મારા દીકરા દીકરીને મેં મારી બ્હેનને ત્યાં મોકલી દીધાં અને હું કેટલાક મહિના બ્હેનને ત્યાં, તો કેટલાક મહિના મારા એક માસીના દીકરા ભાઇને ત્યાં રહેવા લાગી, જેમ તેમ કરતાં વર્ષ પછી વર્ષ જવા લાગ્યાં. મારા જેઠનો દીકરો હાલ ડોકટર છે. સરકારી નોકરી કરે છે. બે પૈસા કમાય છે; પરન્તુ મારા લેણા નીકળતા પૈસા આપવાનું નામેય દેતો નથી. લોકો કહે છે ' તું દાવો કરી હુકમનામું બજાવ ' પણ ભત્રિજા પર હુકમનામું બજાવવું કે દાવો કરવો એ મને રૂચતું નથી. મંજુ હાલ નોકરી કરે છે. રૂપિયા બાર પગાર મળે છે કારણ, તેનામાં જરા અક્કલ ઓછી છે. ઉમ્મર લાયક થઈ ગયો છે છતાં કોઇ કન્યા દેતું નથી. ચારૂને માટે બેત્રણ ઠેકાણે વર તૈયાર છે. આ સાલ કર્યો વિના ચાલે તેમ નથી. ઠેકાણાય સારાં છે. તેમાં તમે બતાવ્યું તે તો મને બહુ જ પસંદ છે. ચારૂય રાજી છે, પણ નિરૂપાય; મારો દીકરો એમને એમ રહી જાય અને મારા ધણીનો વંશ છતે દીકરે જાય એ મારાથી સહન થતું નથી. તેથી જ હજી ચારૂનું નક્કી કર્યું નથી. કોઇ મારા દીકરાને કન્યા આપે તો તરત ચારૂનું નક્કી કરી નાખું. મંજુના લગ્નમાં બે હજાર રૂપિયા સુધી હું ખર્ચવા તેયાર છું, મારૂં પલ્લું, દાગીના, ઘર બધુંય વેચી બે હજાર સુધી ખર્ચ કરૂં. પણ મારા દીકરાને કન્યા મળે તો. મારે ચારૂનો એક પૈસો લેવો નથી. પણ જો મંજુને કન્યા

ન મળે તો મારે ચારૂનુ સારૂં કરવું પડશે. હું જાણું છું કે સાટામાં યા તેખડામાં આપેલી કન્યા સુખી થતી જ નથી. અને મારી કોમળ ચારૂ દુઃખમાં રહેંસાઇ જશે. પણ મારો ઉપાય જ નથી. ભલેને, મંજુને રૂપાળી કન્યા ન મળે, જરા કાળી ને કદરૂપી હશે તોય હુંય ચલાવી લઇશ, પણ મારા ધણીનો વંશ રહે એટલે બસ.

હવે મને ચારૂ માટે શી સુઝ પડે? જ્યારે જ્યારે લગ્નની વાત નીકળે છે ત્યારે ત્યારે એ છોકરી પોતાના ભવિષ્યનો વિચાર કરતી એકલી બેઠી બેઠી રડયા જ કરે છે. મારાથી નથી આમ થતું કે નથી તેમ થતું. મને કોઈ એમ વચન આપે કે મારા દીકરાને ગમે ત્યાંથી બે હજાર ખરચતાંય કન્યા અપાવશે તો હું હમણાં ચારૂને તમે કહો ત્યાં પરણાવું. પણ ઘરમાં કોઇ પુરૂષ ન હોવાથી મારે માટે કોણ તકલીફ ઉઠાવે? મારી ચિંતા કોને પડી હોય? ઈશ્વર હવે તો રસ્તો બતાવે ત્યારે ખરો. પટેલીઆના છોકરા ગાંડા હોય તોય વરી જાય. પૈસાદારના છોકરા વ્યસની હોય તોય પહેલા પુજાય અને અમારા ગરીબના છોકરા સીધા સાદા પણ જરા ભોળા હોય એટલે અમને કોઈ ન પૂછે. આવો સમાજ છે! ખેર! જે થશે તે ખરૂં; નહિ તો આખરે એ સમાજની કોટે મારી ચારૂનું બળિદાન તો છે જ.

પાઠક! આ જાણી તને કાંઈ જ લાગણી નથી થતી? આનો કોઇ રસ્તો છે?

---

નોટ—આ વાત સાચી છે. તે બાળા હજી કુંવારી છે. જાતે બ્રાહ્મણ છે. હજી તેની માતા પુત્રના લગ્નની તજવીજમાં છે. જો છોકરાનું લગ્ન રૂપીઆ ખરચતાંય થાય તો તો બિચારી ચારૂનો ભવ સુધરે. નહિ તો પછી રાક્ષસ સમાજના જડબામાં એક ભોગ વધુ. લેખકઃ

# વિધર્મી વિનોદિની

## બળિદાન ૪ થું

દૈનિક "દૈન્ય" માં સનાતન ધર્મની લાંછન ! મુસલમાનોની કારસાજી, સ્વેચ્છાપૂર્વક મુસલમાન, સાસુનો ત્રાસ, ધન્ય હિન્દુસંસાર ! આવા મોટા અક્ષરે મથાળાં વાંચી કુતુહલ ઉત્પન્ન થયું. હાથમાનો ચ્હાનો પ્યાલો ટેબલપર મૂકી વાંચવામાં લીન થઇ ગયો. આગલે દિવસે પોલિસ કોર્ટમાં ચાલેલા એક કેસની હકીકત તેમાં હતી. બીજા બધા સાક્ષીઓની જુબાની ઉપર ટુંક નજર ફેરવી જઈ અંતમાં 'વિનોદિની'ની જુબાની વાંચવી શરૂ કરી.

'નાનપણમાં જ મારા માબાપ મરી ગયેલાં હતાં. મારો ભાઇ મારા કરતાં ચાર વર્ષે મોટો હતો. મા બાપ મરી જતાં ઘર તથા જમીન ગીરો મૂકીને મારા ભાઈએ બારમું કરેલું. પછી મારી મા મરી ગઇ ત્યારે અમારી પાસે એક પાઇ પણ નહોતી. છતાં ન્યાતના લોકોએ જબરજસ્તી કરી બારમું કરવા ફરજ પાડી. અમારી નાતના એક માણસે દયા બતાવી મારા ભાઈને રૂપીઆ પાંચસો ધીર્યા, અને તે ન્યાતવાળાઓના પેટમાં પૂરાયા.

મારા ભાઇએ હવે ગુજરાન માટે નોકરી ખોળવા બહાર-ગામ જવાનો વિચાર કર્યો. પેલા દયાળુ મહાશય વસંતલાલે વ્યાજનો તગાદો કરવા માંડયો. ખાવાનું ન મળે ત્યાં વ્યાજ કયાંથી ભરવું ? વસંતલાલે મારા ભાઇને સલાહ આપી કે કે તેણે મારૂં લગ્ન વસંતલાલ સાથે કરવા કબુલાત આપવી અને મને વસંતલાલને ત્યાં મુકી તેણે મુંબઇ ભણી નોકરીની શોધમાં જવું. આથી તે રૂપીઆ ભરવા ન પડે; માત્ર વ્યાજ આપવું પડશે.

મારા ભાઈને રૂપીઆ માફ થાય અને માત્ર વ્યાજ જ ભરવાનું રહે, તેમ વળી મારા ખર્ચનો બોજો પણ ઓછો થાય એ સગવડ મળતાં તેણે મને વસંતલાલને ત્યાં મૂકવા નક્કી કર્યું.

મારા ભાઇને ગયે છએક મહિના થયા. તે દરમ્યાન વ-સંતલાલે મારા તરફ અત્યંત ભાવ બતાવવા માંડયો. તથા ભાવીપત્ની તરીકે પ્રેમ કરવા માંડયો. મેં લગ્ન કરવા કહ્યું. તેના જવાબમાં તેણે કહ્યું કે ' શા માટે ગભરાય છે ? તારો ભાઇ આવશે એટલે લગ્ન કરીશું. ' આવા દિલાસા સાથે એક દિવસ તેણે મારા ભોળપણાનો લાભ લઇ પોતાની પાપવાસના પુર્ણ કરી. તે મને ઉપરથી ઘણો પ્રેમ બતાવતો, આથી હું તેની પાછળ ઘેલી બની ગઇ, પણ એ પ્રસંગ કયાં સુધી છુપો રહે ? મને સાતમો મહીનો જવા લાગ્યો. હું રાત દિવસ રડું અને લગ્ન બાબત કહું. પણ તે કહે કે ' તું ગાંડી છે. આ સ્થિતિમાં લગ્ન શી રીતે થાય ? લોકો શું કહે ? છૂટાછેડા થયા બાદ લગ્ન કરીશું અને લોકોથી આ બાબત છૂપી રાખવા આપણે ચાણોદ જઇએ. ત્યાં બાળક જન્મ્યા પછી પાછા આવતાં રહીશું. '

# વિધર્મી વિનોદીની

મારા હૃદયમાં જરાય શંકા ન હતી. મને તેનો અનહદ વિશ્વાસ હતો. ગામમાં પણ તે આબરૂદાર તથા ન્યાતનો પટેલ ગણાતો. મને બીજે જ દિવસે રાતની ગાડીમાં લઇ તે ચાણોદ આવ્યો અને તે જ દિવસે એક બ્રાહ્મણ સાથે કેટલોક બંદોબસ્ત કરી મને કહ્યા વિના જ તે પાછો ફર્યો. મેં પેલા બ્રાહ્મણ કે જેનું નામ કાળિશંકર હતું તેને વસંતલાલ બાબત પૂછતાં તેણે કહ્યું કે તે તો મને રૂપીઆ અઢીસોમા વેચી ગયો હતો. છોકરૂં થાય તે મારી નાખવાનું હતું, અને મારે હવે હંમેશાં એ બ્રાહ્મણની વેચાણ તરીકે રહેવાનું હતું. હું રડી રડીને આકાશ પાતાળ એક કરવા લાગી, પણ શો ઉપયોગ ? આખરે હિમ્મત લાવી, ભાવી ઉપર આધાર રાખી લાગ મળે તો નાશી જવાનો નિશ્ચય કર્યો; પણ દિવસે દિવસે મારી સ્થિતિ એવી થતી જતી હતી કે તે વખતે નાસી જવું મારે માટે દુષ્કર હતું.

પંદરેક દિવસ ગયા હશે ત્યાં તો એક દિવસ રાત્રે હિંદુસમાજના દંભની પૂરેપૂરી વિચિત્રતા મારા જોવામાં આવી. કાલિશંકરને ત્યાં હમેશાં યજમાન આવતા અને તે દ્વારા તે પોતાનું ગુજરાન ચલાવતો. એક દિવસ એક યુવાન ગૃહસ્થ આવ્યો. કોઈ શ્રીમંત જણાતો હતો. પંદરેક દિવસ ત્યાં રોકાવાનો હતો. કાલિશંકર સવારથી જ તેની આસનાવાસનામાં પડયો હતો. દશેક બ્રાહ્મણ જમાડવાના હોવાથી કાલિશંકરે પોતાના ભાણેજ, ભાણેજી, ભત્રિજા, ભત્રિજી, ભાઈ ભોજાઇ, બ્હેન–બનેવી વગેરે ઘરનાં જ માણસોને નોતર્યાં હતાં. બધાં જમી રહ્યા પછી યજમાને એક એક રૂપિયો દક્ષિણા આપી. પછી કાળિશંકરને સાથે લઈ તે જમવા બેઠો.

જમતાં જમતાં તેમણે ખાનગી કાંઇક વાતો કરી, પણ તે મારા સાંભળવામાં ન આવી. છેવટે ઉઠતા ઉઠતાં તે યજમાન બોલ્યો—

'કેમ ત્યારે નક્કી ?'

'હા, નક્કી. એમાં વળી ખોટું હોય ?' કાળિશંકર બોલ્યો.

'ત્યારે, જોજો, મોડું ન કરતાં રાત્રે આઠ વાગે બધી તૈયારી થઇ જવી જોઇએ. પાંચે જણ. ભૂલશો નહીં.'

વાત સાંભળી મારા મનમાં ચટપટી થવા લાગી. મારા માટે વળી કંઇ ખટપટ નહીં થતી હોય ? એ વિચારે મને ખૂબ શંકાશીલ બનાવી દીધી. આથી મેં તે યજમાનની હીલ-ચાલ ઉપર નજર રાખવા માંડી. મારા ઓરડામાંનું એક બારણું તે યજમાનવાળા ઓરડામાં પડતું હતું અને બીજું બારણું બહાર જવાનું હતું. તેમજ બીજી બે બારી પણ હતી. મેં બારી ઉઘાડી રાખી બહાર જવાના બારણાને અંદરથી સાંકળ વાસી રાખી. અને યજમાનવાળા બારણાની ફાટમાંથી તેની હીલચાલ જોતી બેઠી.

અંધારૂં થવા આવ્યું હતું. કાળિશંકરે આવી ધીમા સ્વરે તે યુવાનને કંઇક કહ્યું અને પાછો ચાલ્યો ગયો. થોડીવારમાં એક પછી એક એમ કાળિશંકરની બ્હેન, ભાણેજી, ભત્રિજી, ભોજાઇ, તથા તેની દીકરી એમ પાંચ જણ તે ઓરડામાં આવ્યાં અને ઓરડાનું બારણું બંધ થયું. આ પાંચે જણની ઉમ્મર પંદરથી અઢારની વચ્ચે હતી. આ પાંચ ગોપીઓમાં તે યુવાન કૃષ્ણરૂપે વસ્ત્ર હરણ લીલા કરવા માંડ્યો. મારાથી હવે સહન ન થયું.



બલીદાન ૪ થું.

...'થોડીવારમાં કાળીશંકરની બ્હેન, ભાણેજી, ભત્રીજી, બૈરાંઈ તથા તેની દીકરી ઓરડામાં આવ્યાં ને બારણું બંધ થયું:—આ પાંચ ગોપીઓમાં કાળીશંકરનો યજમાન યુવાન કૃષ્ણરૂપે વસ્ત્રહરણ લીલા કરવા માંડયો. પાનું ૨૨.

આંખો મીંચી મારા ભયંકર ભાવીનો વિચાર કરવા મંડી. એટલામાં અચાનક મને લાગ્યું કે કોઇએ આવી મારૂં મોઢું દાબી દીધું. મેં આંખ ઉઘાડી તો કાળિશંકરને દીઠો. હું કાંઈ બોલું તે પહેલાં તો તેણે મારૂં મોઢું મારા હાથ પકડી બાજુની પથારી તરફ ધક્કો માર્યો. હું સમજી અને દુઃખની મારી બળી રહેલી હતી. તરત જ બેહોશ બની ગઈ. મારી બેહોશીનો લાભ તેણે લીધો અને તેણે પોતાની પાપ-વાસના તૃપ્ત કરી.

હાય હાય. હિંદુસમાજમાં પોતાની બ્હેન દીકરીઓની લાજ પૈસા માટે લુંટાવી બીજી નિરાધાર બાળાઓની પણ આમ બેઇજ્જત કરનારા હીચકારાઓની સંખ્યા પણ કાંઇ ઓછી છે ?

આ વાતને આઠ દસ દિવસ થઇ ગયા. પેલા યજમાનનો નિત્યક્રમ તો ઉપર મુજબ ચાલતો જ હતો. એક દિવસ એકાએક પેલા યજમાને જવાનો વિચાર જણાવ્યો. અને તે દિવસે ફરીથી તેના તે જ બ્રાહ્મણોને જમવાનું આમંત્રણ થયું. તે દિવસે દૂધપાક પુરીનું જમણ કર્યું હતું. મને તો એ ખાવું ઝેર જેવું લાગતું હતું. છતાં કાળિશંકરની સ્ત્રીએ આગ્રહથી તેમજ બીજીને જરા દૂધપાક ખવડાવ્યો. પણ પછી અરધા કલાકમાં મારી આંખો ઘેરાવા લાગી અને હું અવશ બની ગઈ. મારી આ બેભાન સ્થિતિ લગભગ ચૌદ કલાક રહી. જ્યારે હું જાગી ત્યારે મારાં કપડાં તથા બિછાનું રક્તમય બની ગયું હતું. મારૂં આખું શરીર દર્દ કરતું હતું. કમર તૂટી પડતી હતી. મને ખબર પડી કે તે દિવસે મને દૂધપાકમાં કાંઇક નિશાવાળી ચીજ ખવડાવી હતી અને મારી બેભાન અવસ્થામાં પેલો યજમાન તથા કાળિશંકર ત્રણ ત્રણ

ચાર ચાર વખત મારા પર બળાત્કાર ગુજારી ચૂકયા હતા. જેને પરિણામે તરત જ મૃત બાળકનો પ્રસવ થયો હતો અને તે બાળકને પણ ગતે કરી દેવામાં આવ્યું હતું.

મારૂં હૈયું ચીરાઈ જતું હતું. મેં કોઇ પણ ભોગે એ નર્કસ્થાન ત્યાગવાનો વિચાર કર્યો. એક દિવસ મળસ્કે પાંચ વાગે ઘરમાંથી છાનીમાની નીકળી સ્ટેશન તરફ નાઠી. સ્ટેશનની નજીક એક ઘોડેસ્વાર મળ્યો. તેણે મને એકલી અને ભયની મારી દોડતી જોઇ; કેટલાક સવાલો કર્યા. પછી મને ધીરજ આપી. તે જાતનો મુસલમાન હતો, તેણે પવિત્ર કુરાનના કસમ ખાઇ કહ્યું કે 'તું ડરીશ નહી; મારી સાથે ચાલ. હું ધર્મવિધિથી તારી સાથે લગ્ન કરીશ' મને તેના શબ્દોમા વિશ્વાસ આવ્યો. હું તેની સાથે ગઇ.

છતાં પણ મારૂં મન શંકાશીલ રહેતું હતું. એક દિવસે મેં તેને મારા ભાઇની તપાસ કરવા જણાવ્યું. તેણે તે મુજબ તપાસ કરી અને મારો ભાઈ મને મળવા આવ્યો. વાતચીતમાં મારા ભાઇએ કહ્યું:—વસંતરાયે એવી વાત ઉડાડી હતી કે તું કોઇની સાથે નાસી ગઇ અને વસંતરાયનું નામ બોળ્યું. આથી તેણે મારાપર રૂપીઆનો દાવો કર્યો. મેં વકીલની સલાહ લીધી. વકીલે મને નાદાર થવાની સલાહ આપી. તે મુજબ મેં અરજી આપી છે. હું તો તને નાસી ગયેલી ધારતો હતો. પણ આજ મને ખરી વાતની ખબર પડી. મેં તેને મને ઘેર તેડી જવા કહ્યું. તે રડી પડ્યો અને બોલ્યો: બ્હેન! વસંતરાય તથા કાળિશંકર જેવા દુષ્ટોને સમાજ ખુશીથી પોષે છે. પણ તારા મારા જેવા નિરાધારને તો તે કચરી જ નાખે છે. તું તથા હું કોઈ સુખી નહિ થઇએ. માટે તુ છે

ત્યાં જ ઠીક છે. ભલે મુસલમાન થા પણ આનન્દમાં તો રહીશ ને ?

છેવટે મારી મરજીથી મને તે મુસલમાન કે જેનું નામ સાદીકખાન હતું તે મને મુસલમાન ધર્મમાં દિક્ષિત કરવા લઈ ગયો. ત્યાં અચાનક આ હિંદુઓનું ટોળુ આવ્યું અને મને મુસલમાન ન કરવા વિષે સાદીકખાનને સતાવવા લાગ્યું. છેવટ પોલિસ વચ્ચે પડી અને મને અહીં લાવવામાં આવી. હું મારી રાજીખુશીથી મુસલમાન થાઉં છું. જે ધર્મમાં, જે સમાજમાં ન્યાતના દુષ્ટ રીતરીવાજોથી અમારા જેવાં ગરીબો કચરાઈ જાય છે. ભિખારી થઈને પણ જે સમાજના પેટમાં મિષ્ટાન્ન નાખવાં પડે છે, જે સમાજમાં વસંતલાલ જેવા અત્યાચારી નેતાઓ છે અને કાળિશંકર જેવા સ્વર્ગની સીડી બતાવનારા ગોર-પંડ્યાઓ છે, જે સમાજમાં પૈસા માટે પોતાની જ બ્હેન દીકરીઓની ઇજ્જત બંધબારણે વેચવામાં આવે છે તે સમાજ ઉપરથી મારી શ્રદ્ધા ઉઠી ગઇ છે. મને એ સમાજમાં વિશ્વાસ નથી. અલબત ! મુસલમાન સમાજ સારો એમ મારૂં કહેવું નથી. પરંતુ જે મુસલમાનના સહવાસમાં હું આવી છું તે માણસ લાયક છે અને તેથી હું મુસલમાન બની તેની સાથે પરણવા ચાહું છું. "

આ બીના વાંચી મારા હૃદયમાંથી ઉદ્દગાર નીકળી પડયા: 'ધન્ય હિન્દુસમાજ ! ધન્ય સમાજનેતા ! હાલનો સમાજ તો સાધુના સાપામાં છૂપાયલો આબેહુબ શયતાન જ છે—શય-તાનથી વધુ ભયંકર છે. આનાથી વિશેષ ભયંકરતા પૃથ્વી ઉપર અસ્તિત્વ ધરાવતી હશે કે કેમ તે પણ શંકા જ છે અને શંકાજ રહેવાની.'

# શાન્તિની સમાધી.

## બળીદાન ૫ મું:

ખિન્ન વદને સુર્યદેવ ભૂમંડળના પરપૃષ્ટે પધારતા હતા. દિનકરને વિયોગ સૂચવતાં પક્ષીઓ કોલાહળ કરતાં ઉડાઉડ કરી રહ્યાં હતાં. નિર્મળચંદ્ર કાન્તિલાલ માટે તૈયાર થઇ રાહ જોતો વિરામાસનપર પડયો હતો. હું પણ કપડાં પહેરી તૈયાર થતો હતો. નાનકડી ઉષા લાંબા લાંબા હાથ કરી કાલા કાલા શબ્દે નવીન રમકડાંની માગણી રજુ કરતી વાંકી ડોક તથા ઝીણી આંખે મમતાભરી દૃષ્ટિથી જોઇ રહી હતી, ત્યાં ટેલીફોનની ઘંટડી વાગી. કોટના બટન ઘાલતાં ઘાલતાં જઇ રિસીવર હાથમાં લીધો.

કાન્તિલાલને તે દિવસ માટે તો વિદાય આપી હું તથા નિર્મળસાહેબ આદેશાનુસાર હોરપીટલમાં દોડયા. એક બાઇ બિછાના પર પડી હતી. ડોકટરના કથનાનુસાર તેની છેલ્લી ઘડીઓ ગણાતી હતી. ડોકટરે દવા પાઇ. બાઇને કાંઇક ચેતના આવી. મેજીસ્ટ્રેટ સાહેબ પણ હાજર હતા તેમણે તે બાઇની મરતી વખતની હકીકતની નોંધ લેવા માંડી. બાઇ અચકાતે અચકાતે પણ દૃઢતાથી કહેવા લાગી:—

## સમાજની વેદીપર

હું......ગામના.........ભટ્ટની દીકરી. મારૂં નામ **શાન્તિ**, આઠ વર્ષ પહેલાં મારી બાર વર્ષની ઉમ્મરે મારૂં લગ્ન...... ગામના.........બેરીસ્ટરના દીકરા સાથે થયું હતું. ઘર સારૂં, પરન્તુ મારા પતિએ ભણવામાં વિદ્યા સાથે વેર સાધ્યું હતું. પરણ્યે ત્રણેક માસ થયા એટલામાં હરદ્વારનો કુંભમેળો આવ્યો. અમારા ઘરનાં બધાંય એટલે કે સાસુ, સસરા, મારા પતિ તેમજ મારાં માબાપ પણ આ વખત હરદ્વાર યાત્રા કરી પવિત્ર થવા ગયાં. સ્નાનને છેલ્લે દિવસે ભીડાભીડમાં સેંકડો માણસોએ જલસમાધિ લીધી. મારાં બન્ને કુટુંબ પણ તેમાં સામીલ હતાં. હું પણ પાણીમાં જ હતી. પરન્તુ મારૂં નસીબ હજી આ દુનિયાના રંગ જોવા ઉત્સુક હોવાથી એક સ્ત્રીના હાથે હું બચી. તે મને પાણીમાંથી કાઢી પોતાની સાથે લઈ ગઈ. મને શુદ્ધિ આવતાં તેણે મારા કહેવા મુજબ મારા પતિ તથા સાસુ સસરા અને માબાપની બહુ જ ખોળ કરાવી પણ કાંઇ જ પત્તો ન લાગ્યો. તે બાઇ તથા તેનો પતિ ઘણાં જ ભલાં માણસ હતાં. તેઓ મને પોતાની સાથે પંજાબમાં તેમને ગામ લઇ ગયાં. રેલ્વે સ્ટેશનથી તેમનું ગામ બાર ગાઉ દૂર હતું. અમે સ્ટેશનેથી ઉતરી એક બળદ ગાડી કરી હતી. અરધેક જતાં પંદર વીસ માણસોએ આવી એકદમ અમારા પર હલ્લો કર્યો. પેલી ભલી બાઇના પતિને તથા ગાડીવાળાને બાંધી ગાડીમાં નાંખ્યા અને અમને બન્ને જણને લઇ ઘોડાપર નાખી તે લોકો ચાલ્યા.

કેટલેક દૂર જંગલના રસ્તા વટાવ્યા બાદ એક ગામડામા રાતને વખતે આવ્યા. અમને બન્નેને જુદા જુદા ઘરમાં રાખવામાં આવ્યાં. અહીં અમને મુસલમાનનાં કપડાં પહેરાવ્યાં

હતાં. ત્રણ દિવસ સુધી તો મેં ખાધું નહિ. પરન્તુ ચોથે દિવસે તો એ લોકોના સરદારે આવી જબરજસ્તીથી મારા મોંમાં તેનો ખોરાક ઘાલ્યો અને મારાપર બળાત્કાર કર્યો. મને બે મહિના ત્યાં જ રાખી. તે દરમ્યાન મેં સાંભળ્યું કે પેલી ભલી બાઇને એ લોકોએ પાંચ હજાર રૂપીઆમાં વેચી દીધી હતી.

મેં ધાર્યું કે મારી પણ એજ દશા થશે. પણ પેલા સરદારે પ્રથમ તો મને પોતાની સ્ત્રી કરીને રાખવાનું જણાવ્યું. દુનિયામાં મારૂં કોઇ ન હોવાથી તેમ જ કોઇની મદદ ન હોવાથી મારે મારા ભાગ્યના તાબે થવું પડ્યું. તેણે મને ગાયનવાદન શીખવ્યું. અને બે એક વર્ષ પછી તે મને દિલ્લી લઇ આવ્યો. અહીં આવી તેણે મને ગાનારી તરીકે ધંધો શરૂ કરાવ્યો. જબરજસ્તીથી મારે તેની આજ્ઞા પાળવાની હતી. મારી સઘળી કમાણી એ જ લઇ જતો હતો. એક દિવસ એક જમીનદારના છોકરાને તે લઈ આવ્યો. તેને દારૂમાં ઝેર પીવડાવવાનો તેનો ઇરાદો હતો. હું તેને સમ્મત ન થઇ. આથી તેણે મને ખૂબ મારી અને ભૂખીતરસી ત્રણ દિવસ ઓરડીમાં પુરી રાખી. ચોથે દિવસે તે મને તેના કામમાં સંમત થવા સમજાવવા આવ્યો. દુઃખને માર્યે મેં તે કબુલ કર્યું, પરન્તુ વખત મળતા જ હું ત્યાંથી નાશી છૂટી. પણ નાસીને કયાં જવું ?"

ક્ષણવાર અટકી એક નિઃશ્વાસ નાખી તે વળી આગળ બોલી: "હું ભીખ માગતી કાશી જઇ પહોંચી. મારે અહીં જણાવવું જોઇએ કે ભીખ માગીને પૂરૂં કરનારી પણ યુવાન અને દેખાવડી સ્ત્રીઓ ઉપર પણ તમારા સમાજના સભ્ય ગણાતા દાનેશ્વરીઓ જેવો છળપ્રપંચ અને જુલમ કરે છે.

તેમાંથી ય હું બચવા પામી ન હતી. આવો છળ કરનારાઓ સમાજના ભૂષણરૂપ લેખાય છે અને તેમની પાશવિકતાનો ભોગ થઈ પડનારી નિરાધાર બાળાઓ પગલે પગલે ખુંદાય છે, તિરસ્કારાય છે અને અંતમાં રીબાઇને મૃત્યુશરણ લે છે. કાશી પહોંચી વિશ્વનાથને આશરે શાન્ત જીવન ગાળવાનો નિશ્ચય કર્યો, પરન્તુ મારા નસીબમાં તે ય ન હતું. મારા પતિ કે જેમને હું ડુબી ગયેલા ધારતી હતી, તેમનાં દર્શન એકાએક થયાં. હું ગંગાના કિનારાપર ભિક્ષા માટે હાથ લંબાવી ઉભી હતી. ત્યાં સાહેબશાહી પોષાકમાં સજ્જ થઈ એક યુવક આવ્યો. મારા સૌન્દર્ય તરફ જોઇ તે દિગ્મુઢ બની ઉભો રહ્યો મેં તેમને ઓળખ્યા. તે મારા પતિરાજ હતા. તેમણે મને પોતાની પાછળ આવવા ઇશારત કરી. હું સમજી કે મને ઓળખવાથી તે બોલાવે છે. મને એક મકાનમાં લઇ જઇ તેમણે પ્રથમ ખાવાનું આપ્યું અને પછી મારો હાથ પકડી ખોળામાં બેસાડી. હું મારા હૃદયનો ઉભરો દાબી ન શકી. છાતીપર માથું નાખી રડી પડી. તે મને રડવાનું કારણ પુછવા લાગ્યા. મેં મારૂં ઓળખાણ આપી બધી વાત કરી. બસ થઇ રહ્યું. પોતે તો એક મીશનરીના હાથે બચી ધર્મભ્રષ્ટ થયા હતા. પાછળથી દંભ રાખી હિન્દુધર્મમાં ઘુસી ગયા હતા છતાં મારી વાત સાંભળી તેમનું પવિત્રતાનું તેજ ઝળકી ઉઠયું. મને ધકો મારી બોલી ઉઠયા. ' ઉઠ, કાળું કર. મારા ઘરમાં પગ પણ ન મૂકીશ. ' એક અનાથ સુંદરીને જોઈ પોતાની પાશવિકતા ચરિતાર્થ કરવા તત્પર થયેલાને ઓળખાણ પડતાં સુગ ચઢી. મારૂં હૃદય દુનિયા ઉપરથી ઉઠી ગયું. હું ત્યાંથી નીકળી. એક ફળ વેચ-

નારની દુકાન નજીક આવતાં મારી નજર તેની છરીપર પડી. અચાનક જ મારા હૃદયમાં કાંઇક વિચાર સ્ફુરી આવ્યો. મેં દોડી તે છરી ઉપાડી જોતજોતામાં મારી કુખમાં ખોસી દીધી. પછી શું થયું તેની મને ખબર નથી."

તે જરા અટકી, પછી બોલી: ' હું તમને પગે પડીને કહું છું કે મને તમે મરવા દો. મને મરવા દેવાથી તમારૂં કલ્યાણ થશે. આ સમાજમાં મારા જેવી અભાગણીનું સ્થાન નથી. સમાજને તો પતિતાઓ જોઇએ છે, શાન્ત જીવન ગાળનારી સ્ત્રીઓની તેમને જરૂર નથી. સમાજના જુલમે હું અપવિત્ર થઈ ગઇ છું. સમાજના દંભથી હું બળી રહી છું. હે પ્રભુ ! '

તે અટકી. ડાકટરે દવા પાવા માંડી. તેણે જોર કરી હાથ-માંનો ગ્લાસ ફેંકી દીધો. તેના આ પ્રયત્નને તેનો ઘા સહન કરી શકયો નહીં તે બેભાન થઇ પડી.

આખરે તે ન બચી. તેનો આત્મા સમાજપર હજારો અભિશાપ વર્ષાવતો અનંત ધામમાં ચાલ્યો ગયો.

# વિજયનું અંતિમ વચન

## બળીદાન ૬ ઠું:

મસ્તીખોર માણેકે આજ બાળક ઉષાને મોટરમાં ફરવા જવા સમજાવી તૈયારી કરી રાખેલી તેની મને ખબર જ ન હતી. ઓફિસમાંથી આવી, કપડાં બદલી હજી તો ચ્હા પીવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં તો નવાં કપડાં પહેરી નાચતી કુદતી ઉષા આવી અને મોટરમાં ફરવા જવા માટે વાંકુ ડોકું કરી ઝીણી આંખો ચમચમાવી ગળામાં બન્ને હાથ ભેરવી, લટી પડી કહેવા લાગી.

" કાકા, આજ તો મોતરમાં ફરવા લઇ ચાલો, વરી હાં ! "

ઉષા મને અત્યંત વ્હાલી હતી. શી રીતે ના પાડું ? આખા દિવસનો થાકેલો હતો અને આજ માથું પણ જરા ભમતું હતું છતાં જવાનો નિશ્ચય કર્યો. ચ્હા પી કપડાં પહેરવા માંડયાં. પરન્તુ ઈશ્વરની કૃતિ અકળ જ છે. જે મોટરમાં ફરવા જવાનું હતું તે મોટરમાં તે જ વખતે શાન્તિપુર જવું પડયું.

## સમાજની વેદીપર

ઉષા મોટર તૈયાર કરવા શોફરને કહેવા ગઈ એટલામાં તારવાળો એક તાર લઈ આવ્યો. આતુર હૈયે તે ફોડી વાંચ્યો:

' વિજય મરણશય્યાપર. જલ્દી આવો. રમા. '

ફરવાનું ફરવાને ઠેકાણે રહ્યું અને ગાડીનો ટાઇમ હોવાથી તરત જ સ્ટેશન તરફ રવાના થયો.

વિજય મારો બાલ્યાવસ્થાનો મિત્ર હતો. બિચારાની સ્થિતિ કાંઇ બહુ સારી ન હતી, છતાં એકંદર રીતે સ્વતંત્ર ધંધો કરી પોતાનો નિર્વાહ સારી રીતે કરતો હતો; તેનું ગામ શાન્તિપુર હતું. પરન્તુ તેની દુકાન કહાનપુરમાં હતી. તેના સંસારમાં તે, તેની પત્ની રમા, શિશુ પ્રમોદ અને એક વિધવા ભગિની મલિના હતી. તે ઘણુંખરૂં પત્ની સાથે કહાન-પૂરમાં જ રહેતો. પરન્તુ મલિના તેની કાકી ગંગા સાથે શાન્તિપુરમાં જ રહેતી. કારણ ગંગા નિઃસંતાન અને પ્રૌઢ વયની હતી. મલિના આઠ વર્ષની વયે વિધવા થઇ હતી. અને તેથી હમેશ માટે તેનું સ્થાન વિજયના સંસારમાં જ હતું. વિજયે તેને ભણાવી હતી અને હાલ તે શાન્તિપુરની કન્યા-શાળામાં જ મદદનીશ શિક્ષિકા તરીકે નોકરી કરતી હતી.

રાતના અગીઆર વાગે હું શાન્તિપુર પહોંચ્યો. વિજ-યની તબીયત છેક ખરાબ થઈ ગઈ હતી. દેશી વૈદરાજ ત્યાં બેઠા હતા. વાતચીત કરતાં ખબર પડી કે વિજયની તબીયત આજ ત્રણ ચાર મહિનાથી બગડી હતી. ઘણી ચિકિત્સા કરતાં પણ રોગનું નિદાન થઇ શકયું ન હતું. હાલની સ્થિતિ એવી હતી કે રોગી કયારે દેહ છોડશે તે કહી શકાય નહિ. વિજય પોતાની સ્થિતિ સારી રીતે સમજતો હોવાથી કેટલીક વાત કરવા મને રમા પાસે તાર કરી તેડાવ્યો હતો.

# વિજયનું અંતિમ વચન

રાત્રે તો વિજયે મને આરામ લેવા કહ્યું. પરંતુ સવારમાં વાતચીત કરતાં તે બોલ્યોઃ—

'ભાઇ! મેં તને શા માટે બોલાવ્યો છે તે તું જાણે છે? આ દુનિયામાં જો હું કોઇનાય શબ્દપર વિશ્વાસ કરી શકું એમ હોય તો તે માત્ર તું અને મારી રમા જ. આથી મરતાં પહેલાં તને ભલામણ કરવા માટે બોલાવ્યો છે.'

વિજયની સ્થિતિ તો હું સમજી ગયો હતો છતાં તેને આશ્વાસન આપતાં મેં કહ્યું: 'આમ નિરાશ શા માંટે થાય છે? આજે જ કોઇ બાહોશ ડોકટરને બોલાવીશું. જરૂર આરામ થઇ જશે.' આ સાંભળી વિજય ખડખડાટ હસી પડયો. આહ! કેવું ભયંકર તે હાસ્ય!

'મારો રોગ શો છે તે હું જ સમજું છું. ગમે તેવો બાહોશ ડોકટર પણ તેને ઓળખી શકે તેમ નથી. અને કદાચ ઓળખી શકે તોય તેનો ઉપાય નથી. કારણો જે ઝેર મેં ખાધું છે તે અવ્યર્થ ધીમું ઝેર છે.'

'હેં! 'ઝેર!'' હું ચમકી ઉઠયો.

'હા. ઝેર. ઝેર જ.'

'કેમ ખાધું? કયાંથી લાવ્યો? કોણે આપ્યું?' મેં ઉપરાઉપરી સવાલ કરી નાખ્યા.

'ધીમો થા ભાઇ! ધીમો થા. એ ઝેર મલિનાદ્વારા સમાજે મને ખવડાવ્યું. એનો ઉપાય જ નથી. એ અવ્યર્થ છે.'

'મને કંઈ સમજ પડતી નથી. વિજય! વિજય! ખુલાસાથી વાત કર.'

'પણ તે પહેલાં તું મારૂં કહ્યું કરવાનું વચન આપ.'

'પણ છે શું તે કહે તો ખરો ?'

'ના, પ્રથમ વચન આપ.'

'ભલે તું કહીશ તેમ કરીશ.' મેં છેવટે કહ્યું.

'મારા મૃત્યુ બાદ પ્રમોદને ત્હારે પાળવો અને રમાનો કોઈ સારા પાત્ર સાથે પુનર્વિવાહ કરાવવો.'

'આ તું શું બોલે છે, વિજય !' હું આભો બની તેના મોઢા સામે જોઇ રહ્યો.

'ઠીક બોલું છું. હું શુદ્ધિમાં છું. મારા આ કથનને તું પ્રલાપ ન ગણાતો. રમા પાસેથી પણ મેં ગમે તે રીતે આ વાત કબુલ કરાવી છે.'

'પણ આમ કરવાનું કારણ ?'

'સમાજ'

'પણ ભલા ભાઇ! જરા ખુલાસાથી વાત કરને !'

'ભલે' તેણે કહેવા માંડ્યું: 'તું જાણે છે કે મલિના બાળવિધવા હતી. મેં તેને ભણાવી નોકરીએ લગાડી. એ ઉદ્દેશથી કે ગામડામાં બાળવિધવા બ્હેન નવરી ફરી કુસંગતે ચઢે તેના કરતાં ભણવાથી કાંઇક જ્ઞાન પ્રાપ્ત કરે અને વળી આખો વખત કામમાં ગુંથાયલી રહે એટલે એનામાં કુપ્રવૃત્તિ ન આવે. અહીં શાન્તિપુરમાં જ તે નોકરી કરતી હતી.

આજથી દશેક મહિનાપરની વાત છે. કન્યાશાળામાં મરીયમ નામની એક હેડમિસ્ટ્રેસ આવી હતી. તેનો વીશેક વર્ષનો જમાલ નામનો દીકરો હતો. મલિના વારંવાર કામ પ્રસંગે મરીયમને ત્યાં જતી. તેમાં મરીયમ ખસુસ કરીને હિંદુઓમાં વિધવાઓને સહન કરવાં પડતાં દુ:ખની વાતો જ મલિનાને મોઢે કહ્યા કરતી. મલિનાનું હૃદય વિકારવશ થવા

લાગ્યું. હું કહાનપૂર હતો. મને એક સ્નેહીએ ટકોરમાં કહાન-પુરની કન્યાશાળામાં મલિનાને લઇ જવા કહ્યું. પરન્તુ ખરી સ્થિતિ તે વખત મારા સમજવામાં ન આવી. મલિનાની હીલચાલપર બીજી એક વ્યક્તિ ખાસ નજર રાખતી હતી. તેનું નામ સુગુણરાય—સુગુણરાય સાધારણ દુકાનદારી કરતો હતો. તું પણ તેને ઓળખે છે. તે આજન્મ કુંવારો જ હતો. સુગુણરાય મરીયમ સાથે વધુ ધાલમેલ કરતો હતો, અને સાંભળવા મુજબ મરીયમ સાથે તેનો આડો સંબંધ પણ ખરો. જમાલનો વિચાર મલિનાને ભ્રષ્ટ કરવાનો હતો. સુગુણરાય તે જાણી ગયો અને એક વખત જ્યારે મલિના શાળામાંથી આવતી હતી ત્યારે જાણે પોતે મલિનાનો પરમ હિતસ્વી હોય તેમ તેણે કહ્યું:–'મલિના! આખરે મુસલમાન જ પસંદ કર્યો કે? બાપનું નામ બોળવા સાથે જાત પણ ખોવી છે? એના કરતાં તો કોઇ હિંદુ સાથે પુનર્લગ્ન કરે તો સારૂં.'

સુગુણને મોઢે આ શબ્દો સાંભળતાં મલિના કે જે અત્યાર સુધી એમ જ જાણતી હતી કે તેનો વિચાર તે પોતે અને જમાલ વિના કોઇ જાણતું નથી. તે ચમકી ઉઠી. એક-દમ ગભરાઇ તે સુગુણને ઘેર ગઈ; અને રડી પડી. તે બોલી: 'મારૂં મન ભમે છે. તમે મને બચાવી લ્યો.'

બસ. સુગુણે તેને શાન્તિ આપવાને બહાને પોતાની પાસે ખેંચી. હૃદય સાથે દાબી બરડે હાથ ફેરવતાં બોલ્યો:—

'ગભરા નહીં, હજીય મોડું નથી થયું. હું તને બચાવીશ.' આમ બોલતાં બોલતાં તેના ગાલપર ચુંબન કરી તેનાં ઉભતાંગોને સ્પર્શ કર્યો. મલિના ભાન ભુલી શિથિલ બની તેના ઉપર શરીર નાખી પડી રહી. મલિનાનો અધઃપાત થયો.

## સમાજની વેદીપર

મલિનાએ જમાલ સાથેનો સંબંધ ઘટાડયો તેમ સુગુણે પણ મરીયમથી વેગળું રહેવા માંડયું. આથી મરીયમ અને સુગુણ વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થયું. પરિણામમાં સુગુણે નનામી અરજી કરી મરીયમની બદલી કરાવી.

આ બધો વખત હું કહાનપૂર જ હતો. એકાએક મને મરીયમનો કાગળ મળ્યો તેમાં મલિના તથા સુગુણના આડા વહેવારના સમાચાર હતા. મારૂં મન ભમવા લાગ્યું. હું તરત જ શાન્તિપુર આવ્યો. મારા ચ્હેરાપરથી મલિના ચેતી ગઇ. હું આવ્યો તે જ દિવસે તેણે મને પુનર્લગ્ન કરવાનો વિચાર વાત-વાતમાં જણાવી દીધો. પરન્તુ મારાં કાકી તો એ વાત સાંભ-ળીને જ છાજીયાં લેવા માંડયાં. મલિનાએ સુગુણને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. પણ મલિનાને તે વખતે ચોથો મહિનો જતો હતો. સુગુણ પાકો ખેલાડી હતો. તેણે મલિનાને સમજાવી પેલા છગન સાથે છાનીમાની બહારગામ મોકલી દીધી. અને પોતેજ ગામમાં વાત ઉડાવી કે મલિનાને છગન સાથે આડો સંબંધ હતો અને મલિનાને ગર્ભ રહેવાથી બન્ને જણ નાસી ગયાં.

છગનની સ્ત્રી તથા બાળક પુત્ર પણ અહીં રવડી મરે છે. બિચારાં ભૂખે ટળવળે છે. અને મલિનાનો પણ પત્ર આવ્યો છે, તેમાં તે લખે છે કે જેના વિશ્વાસપર તે આવી હતી તે તો તેના તરફ જોતોય નથી. જેની સાથે તે આવી તે (છગન) હવે એનો માલિક થઇ પડયો છે. બહારગામ જ્યાં જાય છે ત્યાં પોતાની પરણેતર તરીકે હાલ તે ઓળખાવે છે પણ તેનો વિચાર તેની પાસે નીચ ધંધો કરાવવાનો છે. છેવટમાં મલિના લખે છે કે 'જો છગન પણ મારી સાથે લગ્ન નહીં કરે તો આપઘાત કરીશ! તમે મારી શોધ કરશો નહીં.'

## વિજયનું અંતિમ વચન

બસ. આજ કારણ. સમાજનાં ખોટાં બંધન, ખોટા અત્યાચાર, ખરા અપરાધીનું છૂટથી સમાજમાં ફરવું અને ભૂલનો ભોગ થનારની આ દશા. આ બધાથી વધુ જુલમ કયો હોય ? એ જ લાગણીથી મારું શરીર જવા બેઠું છે. હવે હું થોડા વખતનો જ મહેમાન છું. મલિનાની જેવી સ્થિતિ થઈ એવી રમાની ન થાય માટે જ તારી પાસે વચન લીધું છે. હું આશા રાખું છું કે મરણ પામેલા મિત્રને તું વિશ્વાસઘાત નહીં જ કરે.

હાય ! હિંદુ સમાજ ! તારા જુલમથી શું પતિને પોતાને હાથે જ પોતાની પત્નીના પુનર્લગ્નનું સારું કરવાનું નિરધારાયું છે ?

# મનોરમા.

## બળીદાન ૭ મું:

મધુપુરની પૂર્વે શુદ્ર—સમાજથી તરછોડાયલા ગરીબ નિર્દોષ જીવન ગાળનારા બિચારા ઢેડ લોકો જેમ ગામના ગૃહસ્થ અને દ્વિજ ગણાતા અન્ય દંભી, પ્રપંચી અને સ્વાર્થી લોકોથી કોઇપણ પ્રકારનો સંબંધ ન રાખતાં રહેતા હતા; તેમ તેના પશ્ચિમ ભાગમાં પણ એક ઝુંપડીમાં સમાજથી તિરસ્કૃત નિ:સહાયા અબળા મનોરમા પોતાની ષોડશી કન્યા દુલારી સાથે જીવન ગાળતી હતી.

મધુપુરના એક ખાનદાન ગૃહસ્થની વિધવા કન્યા વિમળાનો આજ ચાર દિનથી પત્તો ન હતો અને તેની પોલિસ તપાસમાં મારે તે ગામની મુલાકાત લેવી પડી હતી.

સદ્દલબળે સાંજના સાડા પાંચેકના સમયે જ્યારે હું મધુપુરની નજીક પહોંચ્યો ત્યારે મારી સાથેના માણસોને મેં ગામમાં ન જતાં અર્ધેક માઇલ દૂર આંબાવાડીઆમાં જ મુકામ કરવાની સૂચના કરી. કારણ ગામગપાટા વગેરે સાંભળી, તે ઉપરથી અમુક નિશ્ચયપર આવી પછી પ્રગટ તપાસ કરતાં જે સૂત્ર જડી આવે તે દ્વારા વિમળાની શોધ કરવાનું મેં નક્કી કર્યું હતું.

સંસાર રંગભૂમિપર જેમ પિતા, ભ્રાતા, પુત્ર, મામા વગેરેનાં કર્ત્તવ્યરૂપ પાઠ જીવને કરવા પડે છે તેમ વિમળાહરણમાં પણ મારે એક પોલિસનું કર્ત્તવ્ય બજાવવા માટે છદ્મવેશની જરૂર પડી. બ્રાહ્મણવેશે હું ગામના પશ્ચિમ ભાગ તરફથી ગામમાં પ્રવેશ કરવા તત્પર થયો. ગામમાં પેસતાં જ એક સુંદર વાડી જોવામાં આવી. તેમાં ફળફળાદિના ઝાડપાન ઉપરાંત નાળિયેરનાં ઝાડો પુષ્કળ હતાં. તે વાડીના મધ્યમાં એક નાની પણ સુંદર કુટિર દેખાતી હતી. ગુજરાતમાં ઘણે ભાગે આવી સુંદર વાડી અને તેની મધ્યમાં સ્વચ્છ કુટિર ભાગ્યે જ જોવામાં આવે છે. કાંઈક મુગ્ધતાથી હું તે વાડી તરફ ગયો. વાદળાંથી ઘેરાયલા નભમાં વિદ્યુત્ ચમકી, અંધકારવૃત્ત વિશ્વને ક્ષણભર પ્રકાશથી ભરી દે છે તેમ જીર્ણશીર્ણ વસ્ત્રોમાંનું પ્રતિભામિશ્રિત સૌંદર્ય તે ઉદ્યાનના ગીચ ભાગ વચ્ચેથી દૃષ્ટિગોચર થઈ મારા હૃદયમાં એક અપ્રતિમ આનંદ અને શાન્તિનું કિરણ પ્રસારી ગયું. મારી ગતિ એકાએક અટકી ગઈ. નેત્રો તે પ્રતિભાસંપન્ન સુંદર ઉજ્વલ મુખ ઉપર ચોંટી રહ્યાં. કુદરતની સૌન્દર્યકૃતિથી મુગ્ધ બની ત્યાં ક્ષણ ઉભો રહ્યો. એ બાળા દુલારીજ હતી. સાયં સમયે પોતાના ઉદ્યાનમાં નાના નાના છોડને પાણી પાતી હતી. હાથમાં નાની સરખી ઘડુલી, ઓઢણીનો એક છેડો કેડે ખોસેલો, માથાની લટ મંદ પવનથી કપાળપર આમતેમ ડોલતી, શરીરના સુંદર ગઠન સાથે આરોગ્યતા અને યૌવનના ઐક્યથી પુર્ણપણે વિકસતાં અંગો, સુંદર મુખપર ફરકતું ચિર આનંદમય નિર્દોષ હાસ્ય અને સુંદર નેત્રોની અમીભરી શિતળ દ્રષ્ટિ; આ બધું જોવામાં હું એવો તો તલ્લીન બની રહ્યો કે કેટલી ક્ષણ હું ત્યાં ઉભો રહ્યો હોઈશ તે પણ ભાન ન રહ્યું.

'દુલારી !' એકએક એ શબ્દ કાને પડતાં હું સચેત બન્યો.

આવી, મા ! આ મોગરાના..." બોલતાં બોલતાં દુલારીની નજર એકાએક મારા ઉપર પડી. મુખમાંનું વાક્ય અધુરૂં જ રહી ગયું. આ રીતે ઉભું રહેવું કાંઇક અસભ્યતા ભર્યું મને પણ જણાયું. તેથી મેં ધીમે ધીમે આગળ જઇ પૂછયું:—

'બ્હેન ! અહીં રાતવાસો કરવાનું સ્થાન મળશે ?'

'કોણ છે ?' મારો અવાજ સાંભળી મનોરમા જે નજીકમાં જ હતી તે બોલતી બોલતી આગળ આવી.

'બ્હેન ! મુસાફર છું. બ્રાહ્મણ છું, રાતની રાત પડી રહેવા દેશો ?' મેં કહ્યું.

'હું.' કેમ જાણે વાલી અને સુગ્રીવના યુદ્ધમાં વાલીનો હુંકાર મારે કાને ન પડયો હોય ! તે જરાવાર મારા સામે ટીકી ટીકીને બોલી. 'ભાઇ ! અહીં તો રાત પડી રહેવા જેવું સ્થાન નથી. ગામમાં જાઓ ત્યાં તમને આશ્રય મળશે. અમે તો સ્ત્રી લોક. અહીં કોઈ મરદ નથી કે તમારી સ્વાગતા કરે.'

'ભલે. ગામમાં જઇશ. તમને ત્રાસ આપવાથી શો લાભ ?' હું ધીમે પગલે પાછો ફર્યો. જે સમાચાર મેળવવા ઉત્સુક થઈ અત્રે આવ્યો હતો તેમાં નિરાશા મળી, પરન્તુ મનોરમાના અધિકારપૂર્ણ પ્રતિભાસંપન્ન દેખાવે મારા હૃદયમાં કૌતુક ઉત્પન્ન થયું. ગામડાંમાં એવી પ્રતિભાસંપન્ન સ્ત્રી ભાગ્યે જ જણાય છે. મને પાછો ફરતો જોઈ તે બોલી:—

'ભાઇ ! મનમાં ખોટું ન લગાડશો. આવ્યા છો તો બેસો. પાણીબાણી પીઓ. થાક ખાઓ અને પછી નિરાંતે આશ્રયસ્થાન ખોળો.'

હું પાછો ફર્યો. 'બહુ જ ઉપકાર થયો.' એમ કહી ઝુંપડીની નજીકમાં જ બેએક હાથ ઉંચા માટીના ઓટલાપર બેઠો. મનોરમાની ઈશારતથી દુલારીએ પાણીનો લોટો તથા પ્યાલો લાવી મારા આગળ મૂકયો. પાણી પી જરા વિશ્રાન્તિ લેવા બેઠો. ધીમે ધીમે વાતની શરૂઆત કરવાનો વિચાર કર્યો. પણ એટલામાં તો તિક્ષણ બુદ્ધિની મનોરમાના પ્રશ્ને હું કાંઇક આભો બન્યો. તેણે સહસા પૂછ્યું:—

ભાઇ! આપ શું પોલિસ ખાતામાં નોકરી કરો છો? વિમળાના ગુમ થવા સંબંધી તપાસ કરવા આવ્યા છો?'

આ પ્રશ્ન માટે હું તૈયાર જ ન હતો, મનોરમા પાસેથી કળે કળે વાત કાઢી લેવાના ઉદ્દેશથી આવ્યો હતો પરંતુ મને જ સામો આવો પ્રશ્ન થતાં હું ચમકયો. શો જવાબ દેવો? જેમ તેમ વિચાર કરી મેં કહ્યું:—

'કેમ બ્હેન! મારા તરફ શંકાની નજરે જુઓ છો? શા ઉપરથી મને પોલિસનો માણસ ધારો છો? વિમળા કોણ છે? અને તે કયારે, શી રીતે ગુમ થઈ છે? હું તો કાંઇ જ જાણુતો નથી?

'હું' તે હુંકાર કરતાં બોલી. 'પોલિસના માણસો એવા જ હોય છે. સાચું બોલવું કે ન્યાય તોળવો એ તો જાણે જ નહિ, પોતાના સ્વાર્થે માટે ગમે તેવું કાર્ય તે કરે. એક તો પુરૂષ અને તેમાં વળી પોલિસ.'

'પણ બ્હેન, તમને પુરૂષ અને પોલિસ પ્રતિ આટલો અણુગમો શાથી? અને શાથી ધારી લીધું કે હું પોલિસ જ છું?'

'બધાંયને એક લાકડીએ ન હાંકી શકાય. ગધેડા માટે ડફણું, ઘોડા માટે ચાબુકનો અવાજ અને હાથીને અંકુશ જોઈએ. પોલિસમાં નોકરી કરીનેય એટલું નથી જાણતા? તમે પોલિસ ખાતામાં ન હો અને આ તપાસ માટે ન આવ્યા હો તો ગામમાં જવાનો સરળ પૂર્વ તરફનો માર્ગ છોડી ગામને બીજે છેડે આવેલી આ પર્ણકુટી તરફ શા માટે આવો? તમે એમ કહો છો કે આ તરફ આવવાનો સીધો માર્ગ છે? કદી નહીં. અમારે ક્યાંય જવું હોય તો ગામ વચ્ચેથી યા ગામની બહાર ફરીને પૂર્વ તરફથી જ જઈ શકાય. તો તમે અહીં કયા સીધા માર્ગથી આવ્યા?'

તિક્ષ્ણબુદ્ધિ પાસે છદ્મવેશ ઢાંકયો રહે જ નહીં. મારી ભૂલ મને સમજાઇ.

'સમજી લ્યો કે હું પોલિસનો માણસ છું પણ તેથી મારાપર અવિશ્વાસ કરવો એ શું વ્યાજબી છે? કર્તવ્યને લઇને છદ્મવેશ ધારવો પણ પડે. બ્હેન! ખરૂં છે. હું પોલિસનો જ માણસ છું. પરંતુ તેથી તમને કાંઇ નુકશાન નથી. વિમળાના ગુમ થવા વિષે તમે મને કાંઇ સમાચાર આપી શકશો?

'એવી બાબતમાં વચ્ચે પડવું કે ડહાપણ કરવું અમારે સ્ત્રીઓને માટે સલામત નથી. તમે જ જાતે જઇને તપાસ કરો, અને પછી મને પુછવું ઘટે તો પુછજો. આજ કાલ હિંદુસમાજમાં આવા બનાવ બને છે તેમાં કાંઇ નવાઇ નથી.'

ક્ષણ પછી મેં કહ્યું:

'બ્હેન! તમે માઠું ન લગાડો તો હું કાંઇક પૂછવા ઇચ્છું છું.'

'શું પૂછવું છે? પૂછો.'

તમારા વર્તનપરથી તમે સંસ્કારી અને જમાનાને ઓળખનારાં જણાઓ છો. છતાં આ ગામમાં વસ્તીથી એકાંતના ભાગમાં આમ નિ:સહાય માફક કેમ રહ્યાં છો? કારણ, જો કાંઇ ખાસ કારણ ન હોય તો ભદ્ર મહોલ્લા છોડી તમે અહીં રહો નહીં.'

પ્રશ્ન સાંભળી તેણે નિશ્વાસ નાખ્યો. દુલારી માની ઇચ્છા સમજી ત્યાંથી ચાલી ગઇ. મનોરમાએ ધીમે ધીમે કહેવા માંડયું:–

'કોઇના આગળ મારી વિતી મેં હજી કહી નથી પરંતુ કોણ જાણે કેમ તમારા આગળ મારૂં હૃદય ઉઘડી જાય છે. ભાઇ! સમાજ પોતાની ભૂલ કબુલ ન કરે અને નિર્દોષને કનડે એ તો આજકાલના સમાજનું સ્વરૂપ અને સ્વભાવ જ રહ્યો છે. મારી આખી જીંદગીભર સમાજે મને કનડી છે. છતાં મેં તેની દરકાર કરી નથી. પરન્તુ હવે મારી હિમ્મત ભાગી પડી છે.

મારી માતા નવ વર્ષની વયે વિધવા થઈ હતી. મારા પિતાની અગાધ સંપત્તિ મારી માતાને મળી હતી. મારા મામા સંસ્કારી અને કેળવાયલા હતા. તેમણે મારી માતાને કેળવણી આપી. અને સામાજિક બાબતમાં પાવરધી બનાવી. સમય જેમ કોઇને માટે થોભતો નથી, મૃત્યુ જેમ બાળક કે વૃદ્ધનો વિચાર કરતું નથી, તેમ યુવાવસ્થા પણ સધવા કે વિધવાનો વિચાર કરતી નથી. યુવાવસ્થા મનુષ્યના હૃદયને ભૂલાવે છે. મારી માતા પણ મારા મામાના એક મિત્રને પોતાનું હૃદય સોંપી બેઠી. છતાં સંસ્કારબળે દેહ સમર્પણ કર્યો ન હતો. તેણે પોતે જ હિમ્મત ધરી મારા મામાને એ વાત

જણાવી અને તેમણે તે અક્ષતયોનિ વિધવાનો વિવાહ પણ શાસ્ત્રોક્ત રીતિએ કર્યો.

બસ. સમાજવિદ્રોહ થઈ ચૂકયો. મારા પિતાને તેમ જ મારા મામાને સમાજે બહિષ્કૃત કર્યાં. સમય જતાં મારો જન્મ થયો. મારા મામા આ દુનિયા છોડી ગયા. મારા પિતા નિઃ-સહાય થઈ રહ્યા

મારા પિતાએ સમાજને ઘણી વિનવણી કરી પરન્તુ કાંઈ ન વળ્યું. સમાજે અમારી બધી સંપત્તિ સમેટી લેવાનો વિચાર કર્યો, તેમ જ મારી માતાનો ત્યાગ કરવા સૂચવ્યું કે જેમ કરવું મારા પિતા માટે અશકય હતું. સમાજે એવી એવી વાતો ઉડાવી કે મારા પિતાને પોતાના વ્યવસાયમાં પણ અત્યંત મુશ્કેલી નડવા લાગી. આખરે એમણે વ્યવસાય બંધ કર્યો. અને મારી માતાની જે મિલ્કત હતી, તથા પોતે જે કાંઇ સંચય કર્યું હતું તેમાંથી પોતાનું ગુજરાન કરી શાંત જીવન ગાળવા લાગ્યા.

મારી માતા મારા પિતાના પહેલાં જ સ્વર્ગે સીધાવી હતી. મારી ઉમ્મર તે વખતે તેર વર્ષની હતી. મારા પિતાએ ફરી સમાજને વિનવણી કરી. સમાજે જબરો દંડ લઇ તેમને ન્યાતમાં લીધા. મારા પિતાને જરા શાન્તિ થઇ. તે વખતે એક યુવક જેણે સારૂં ગ્નાન સંપાદન કર્યું હતું તથા સાહસ. બુદ્ધિ અને વર્ત્તનમાં અતિશય નામ મેળવ્યું હતું તેની સાથે મારા પિતાએ મારૂં લગ્ન કર્યું. લગ્નમાં સમાજે ભાગ લીધો. પરન્તુ એક બીજા મનુષ્યે કે જેણે મારા પિતા પાસે મારા હાથની માગણી કરી હતી અને મારા પિતાએ તેને ના પાડી હતી તેણે ઝઘડો ઉભો કર્યો.

## સમાજની વેદીપર

વિધવાવિવાહથી ઉત્પન્ન થયેલી કન્યા સાથે લગ્ન કરવા બદલ તેણે મારા પતિને બહિષ્કૃત કરવા કાવતરાં કરવા માંડયાં. સમાજ પૈસાના તેજમાં તણાઈ. અને કાંતો દશહજાર દંડ આપવો યા સમાજબહાર રહેવું એ ઠરાવ થયો. મેં મારા પતિને દંડ આપવા સમજાવ્યા. પરન્તુ તે સાહસિક યુવાને તેમ કરવા ધસીને ના પાડી. અને જવાબમાં જણાવ્યું કે સમાજ જે કાર્યને ગુન્હો ગણે છે તેજ કાર્યમાં સમાજે ભાગ લીધો છે તે ઉપરાંત હું દશહજાર રૂપીઆ સમાજને આપું તો સમાજ એ ગુન્હો માફ કરે છે ! એવા લાલચુ અને અન્યાયી સમાજની મને પરવા નથી. બસ. અમે સમાજબહાર થયાં. પરન્તુ સમાજબહાર રહેવાનાં સંકટો મારા પિતાથી અજાણ્યાં નહતાં. અમારા ભાવીનો વિચાર કરતાં તેમને જબરો ધક્કો લાગ્યો અને તેને પરિણામે ત્રણ માસમાં જ તે સમાજની વેદીપર બલિદાનરૂપ થઈ સ્વર્ગે સીધાવ્યા.

હું મારા પતિ સાથે વિદેશમાં જ રહેતી હતી. અહીં આવતી જ નહતી. મારા પતિ પણ આ તરફ આવતા નહતા. મારી માતાની સંપત્તિનો મોટો ભાગ ખરચાઇ ગયો હતો. મારા પતિ તે સંપતિ બચાવી રાખવા તથા પોતે ઉપાર્જન કરી તેમાંથી જ અમારો નિર્વાહ કરવા હમેશ કાળજી રાખતા. શરૂઆતમાં તો કાંઇક કાંઇક બચવા લાગ્યું. પરન્તુ દુલારીના જન્મ પછી—એકની એક લાકડી અને સમાજથી તજાયલી દીકરીને—સારા સંસ્કાર પાડવા, હૃદય ઉન્નત કરવા, સારી કેળવણી આપવા અને સુખમાં રાખવામાં બચાવ કરવાનો વિચાર તે એકદમ જ વીસરી ગયા. મારા મનમાં ભવિષ્યની ચિંતા થવા લાગી. પરન્તુ હું તેમને કાંઇ જ ન કહી શકી.

ધીમે ધીમે દુલારી મોટી થવા લાગી. દુલારી તેરેક વર્ષની થઇ ત્યારે તેનાં લગ્ન માટેની ચિંતા તેમને થવા લાગી. દિવસે દિવસે તેમનું શરીર આ ચિંતામાં ઘસાવા લાગ્યું. એક દિવસ સાંજના તેમનું માથું દુખવા લાગ્યું તથા છાતીમાં અત્યંત વેદના થવા લાગી. હું ગભરાઈ, છતાં તેમણે શાન્તિથી 'જલ્દી આરામ થઇ થશે' એમ કહી મને શાન્ત પાડી. રાત્રે બાર વાગે તેમણે મને બેસાડી કહેવા માંડયું:–

'મનુ! આપણો સંબંધ હવે પુરો થવા આવ્યો છે. સમાજથી બહિષ્કૃત હોવાને લીધે તમને મદદ આપનાર ઇશ્વર સિવાય કોઈ નથી. મેં આજ સુધીમાં કાંઇ બચાવ્યું નથી. પરન્તુ જે કાંઈક છે તે મેં એવે સ્થળે રાખ્યું છે કે તમને તેની ચિંતા કરવી નહીં પડે; તેમ તેની ઉપજ તમને દર વરસે મળ્યા કરશે. મારી પીડા અસહ્ય છે અને કાલ સુધીમાં જ તે પીડાનો અંત આવશે. દુલારી માટે જો કોઈ સદ્‌ગુણી સાહસિક યુવાન મળે તો જ તેની સાથે તેનો સંબંધ કરજે. નહિ તો એ નિર્દોષ ફુલને કચરી નાખવા કરતાં તારી છાયા નીચે ચીરકૌમારવ્રત સધાવજે. ભગવદ્‌ગીતા, રામાયણ અને યોગવશિષ્ઠનો અભ્યાસ કરાવજે. એ જીવશે ત્યાં સુધી તેને ખાવાની ચિંતા નહીં રહે. મારા મૃત્યુ બાદ તું આ પત્ર ટપાલમાં નાખજે. પ્રફુલ્લકુમાર કરીને મારો પરમ મિત્ર છે. તે સોરાબજી એન્ડ કાવસજી સોલીસીટરોને ત્યાં હેડક્લાર્ક છે. તેની મારફત મેં બધી વ્યવસ્થા કરી છે. તે બધું સમજાવશે. પત્ર મળતાં જ તે તારી પાસે આવશે. બસ. હવે તું ગીતાજીનો બીજો અધ્યાય વાંચવા માંડ. મને સાંભળવા દે.'

મારા હૈયાની દશા તો હું જ જાણતી હતી. છતા હૃદયને

કઠણ કરી ગીતાજી લઇ હું બેઠી. સવારના ચાર વાગે તો તે અમને છોડી ગયા.

મનોરમા જરા અટકી. એક નિશ્વાસ નાખી તેણે આગળ ચલાવ્યું: ' પત્ર મળતાં પ્રફુલ્લકુમાર આવ્યા. તેમણે સમજાવ્યું કે મધુપુરમાં જ પુર્વ ભાગમાં કેટલીક જમીન લઈ વાડી બનાવી પર્ણકુટિ રહેવા માટે તૈયાર કરેલી છે. તે પર્ણકુટિ સાથેની વાડીમાંનાં ફળફળાદિની ઉપજ વર્ષે દિવસે બસોથી ત્રણસો રૂપીઆ આવે છે. અને બેંકમાં રૂપીઆ જમા છે, જેમાંથી વ્યાજના ત્રણસો આવે છે એમ કુલ રૂા. ૯૦૦) થી ૧૦૦૦) ની વાર્ષિક ઉપજ છે. તેમાંથી સારી રીતે તમારો નિર્વાહ થશે અને બે પૈસા બચશે. પણ જમીનની ઉપજનો વહીવટ બેંક મારફત છે. એટલે બેંક જ તમને મહીને દિવસે પચાસ રૂપીઆ આપશે! મધુપુરની વાડી તથા પર્ણકુટિની વ્યવસ્થા મારે હાથ છે. તે તમે કહો ત્યારે સાથે આવી તમને સોંપી દઈશ. બેંકમાં તમારૂં નામ છે એટલે બીજી હરકત નથી.

હું પ્રફુલ્લકુમાર સાથે અહીં આવી, પ્રફુલ્લ તો બીજે જ દિને જતા રહ્યા. અહીં આવ્યા બાદ સમાજે પાછો મારો સંબંધ ત્યાગ કર્યો તથા કેટલીય કુત્સા કરવા માંડી. પરંતુ મેં તેની દરકાર કરી નહીં. દુલારીને તેના પિતાની આજ્ઞા મુજબ કેળવણી ચાલુ છે. પરન્તુ ભરોંસો નથી કે દુનિયાની લાલચો તે જીતશે કે કેમ ? સમાજ જે ન કરે તે ઓછું.' મનોરમાની આંખમાંથી આંસુ નીકળ્યું.

મને પણ ઘણું લાગ્યું. 'મારાથી બનતી મદદ હું અવશ્ય કરીશ.' એટલું કહી હું ત્યાંથી ઉઠયો. પરન્તુ દ્રષ્ટિમાં મનોરમાનું કરૂણાજનક મુખ અને મગજમાં ' સમાજની ભયંકરતા ' તરવરી રહ્યાં.

# જેઠની જોહાકી.

## બળીદાન ૮ મું :

'પણ મારી વાત સાંભળ્યા વિનાજ આપ ગુસ્સે શું થઇ જતા હશો? જરા સાંભળો તો ખરા. પછી મારી વાત ખરી છે કે ખોટી તેનો વિચાર કરો. ઓફિસમાં આટલું બધું માન અને લાગવગ, અને બિચારા આ એક છોકરાને ઠેકાણે ન પાડી શકો?'

ચ્હાનો પ્યાલો ટેબલપર મૂકતાં અને નાની ઉષાને મારા ખોળામાં મૂકતાં ધર્મપત્ની બોલ્યાં. આજ રવિવાર હતો. ઓફિસમાં રજા હોવાથી આજનો દિવસ ધર્મપત્નીની હજુરમાં ગાળવાનો હતો. ઉષાના નાના નાના હાથ પકડી તેને ઉછાળતાં મેં પ્રત્યુત્તર આપ્યો:

'વારૂ, ફરમાવો શું કહેવું છે? એ છોકરો કોણ છે?'

'આજથી બે મહિનાપરની વાત છે.' એક ખુરસી ખેંચી લઇ, રકાબીમાં ચ્હા કાઢતાં ગૃહદેવીએ શરૂ કર્યું: 'આપણી બાજુના ઘરમાં એક બાઇ તથા એક છોકરો રહેવા આવ્યાં છે. બાઇની ઉમ્મર હશે બત્રીસેક વર્ષની અને છોકરાની પંદરેકની. બાઇનું નામ છે નવલ અને છોકરાનું માધવ. એક દિવસ હું

બારીએ ઉભી હતી ત્યારે તે પણ પોતાની બારી આગળ ઉભી. મેં અમારા સ્ત્રી સ્વભાવ મુજબ સહજ પૂછ્યું:

'કેમ બ્હેન! પરવાર્યા?' આ વખત બપોરનો એક વાગ્યો હતો.

'ના બ્હેન! હજી માધવ આવ્યો નથી.' તેણે કહ્યું.

'ખાવાનું ટાઢું થઇ જશે તો!' મેં કહ્યું.

હજી તો એ આવીને બાજરી લઇ આવશે ત્યારે.'

'એના એ જવાબથી મને અત્યંત કુતુહલ થયું. મેં સહજ સહાનુભૂતિ બતાવી પૂછતાં તે બાઇ આપણે ઘેર આવી અને ગળગળે સાદે કહેવા લાગી.

'બ્હેન! બધુંય હતું. ધણીએ રાજા જેવો હતો અને ઘેરેય રાજરાણી જેટલી સાહ્યબી હતી. પણ નસીબજોગે સમાજના અન્યાયે આવી દશા થઇ પડી છે. મારા જેડની સાથે મારૂં લગ્ન કરવાનું મારૂં માગું મારા બાપે કરેલું, પરન્તુ મારા સસરા બીજી જગ્યાએ એમનું નક્કી કરી ચુકેલા હોવાની નાના દીકરા સાથે મારૂં નક્કી થયું. સસરા પાસે કાંઈ પુંજી નહતી પરન્તુ નામ હતું. અમારી ન્યાતમાં એ પંકાતું ઘર. મારા પતિ અંગ્રેજી ભણતા હતા. જેઠ એક વેપારીને ત્યાં નોકરી હતા. સસરા તથા સાસુ બન્ને બારબાર દિવસને અંતરે જ્યારે મરી ગયાં ત્યારે મારા પતિની ઉંમર વીસ વર્ષની હતી અને હું પંદર વર્ષની હતી. જેઠે બન્યું તેટલું સમેટી લીધું અને અમને થોડું ઘણું બતાવી જુદાં કર્યા, એ જ વર્ષમાં મારી કાન્તાનો જન્મ. સંસાર માથે પડતાં કોલેજને રજા આપી મારા પતિએ મુંબઇમાં નોકરી લીધી, ટુંકા પગારમાં પણ અમે શાન્તિથી રહેવા લાગ્યાં. બે વર્ષ વીત્યાં અને મારા માધવનો જન્મ થયો. એના જન્મ



બલીદાન ૮ મું.

"મારાથી આમ અતડાં શા માટે રહો છો? નાની વહુ! એ તો બાપાએ ન માન્યું, અને આ ઝાડ મારે માથે ભાંગ્યું. જો એમણે માન્યું હોત તો આજે આપણે આનંદ કરતાં હોત." પાનું ૫૩

સાથે અમારી દશા ફરવા લાગી. એક નાના સ્ટેટના દીવાન મુંબઇ આવેલા તેમની સાથે કાર્ય પ્રસંગે મારા પતિને પરિચય થયો, અને ધીમે ધીમે તે પરિચય ગાઢ થતાં તેમણે સ્ટેટની નોકરીમાં મારા પતિને ખેંચી લીધા. મારા જેઠ હવે અમારે ત્યાં વારંવાર આવજા કરવા લાગ્યા તથા પોતાને પણ સ્ટેટમાં નોકરી અપાવવા મારા પતિને અત્યંત આગ્રહ કરવા લાગ્યા. એમનીય મરજી ખરી. એક વખત મારા જેઠ મારે ત્યાં આવ્યા, તે વખતે કામ પ્રસંગે મારા પતિ મુંબઇ ગયેલા. એમને આવવાને ત્રણેક દિવસની વાર હતી. તેથી મારા જેઠ ત્યાં રોકાયા. પહેલે દિવસે તો કાંઇ ન બન્યું પરન્તુ બીજે દિને માધવને રમાડવાના બહાને ઘરમાં વધુ આવજા કરવા માંડી. જમતી વખત મને કહેવા લાગ્યાઃ–' **મારાથી આમ અતડાં શા માટે રહો છો, નાની વહુ એ તો બાપાએ ન માન્યું અને આ ઝોડ મારે માથે ભાંગ્યું. જો એમણે માન્યું હોત તો આજ આપણે આનંદ કરતાં હોત "** હું આ વાત સાંભળતાં જ ચેતી ગઇ અને રસોડામાંથી બહાર નીકળવા લાગી ત્યાં તો તેમણે દાળ તથા ભાત માગ્યાં. તે પીરસવા મારે પાછું વળવું પડયું. એટલે પછી એમણે આગળ ચલાવ્યું: " હશે, થઇ ગયું તે થઇ ગયું. હજુય શું બગડી ગયું છે ? તમારી ઇચ્છા હોય તો એવું તો ઘેર ઘેર બને છે. તમારી તરફ મારૂં દીલ જ..." હું કાંઇ ન બોલતાં બહાર જવા માટે ઊભી થવા ગઇ. ત્યાં તો તેમણે લાંબો હાથ કરી મારો પાલવ પકડયો. હું ભાન ભૂલી. નજીક પડેલી કડછી ઉપાડી હાથમાં ઝાપટી તે ખીસીઆણા પડી ગયા. મેં તરત જ બહાર નીકળી પડોશની બાઇને બોલાવી માધવને રમાડવાને બહાને ઘરમાં

બેસાડી. તે પણ હાથ ધોઈ ઉઠી ગયા અને તે જ દિવસે પાછા જતા રહ્યા. જતાં જતાં હું સાંભળું એમ બબડી ગયા કે "જોઉં છું કે તારો મિજાસ ક્યાં સુધી રહે છે?"

આખો દિવસ હું રડી, ખાધુંય નહિ. બીજે દિને મારા પતિ આવતાં બધી વાત કરી. તેમનું લોહી તપી ગયું પણ મનમાં સમજી બેસી રહ્યા. જાંઘ ઉપરનું દુઃખ કોને બતાવાય? ત્યાર પછી સાત આઠ વર્ષ વિતી ગયાં. દરમ્યાન મારા જેઠે ધીમે ધીમે પાછો મારા પતિ સાથે સંબંધ તાજો કર્યો.

અલબત! તે અમારે ઘેર ન આવતા. કાગળ પત્ર લખે તેમજ મારા પતિ મુંબઈ જાય ત્યારે મળે. કારણ તેની નોકરી મુંબઈમાં જ હતી. અમારે પણ છેલ્લાં છેલ્લાં મુંબઈ રહેવાનું થયું. કાયમ ખાતે સ્ટેટ તરફથી સ્ટેટના જ વાલકેશ્વર ઉપરના બંગલામાં-રહેવાનું હતું અને સ્ટેટનું સરકારી તેમજ ખાનગી કામકાજ મુંબઈમાં કરવાનું હતું, પગાર પણ અઢીસો રૂપીઆ હતો. મારા પતિનો હાથ ઘણો છુટો હતો. અમો નોકરચાકર સાથે રાજાની સાહ્યબીથી રહેતાં. તેથી બચત ઘણીજ થોડી થતી. તેમાંથીય મેં થોડા ઘણા દાગીના કરાવેલા તેમજ મારી કાન્તાને તે દરમ્યાન પરણાવેલી એટલે રોકડ ત્રણેક હજાર જેટલી જમા થઈ હતી.

ધીમે ધીમે મારા જેઠ તરફનું અપમાન અમે વીસરી ગયા હતાં. એટલામાં એક દિવસ મારા જેઠ અમારે ત્યાં આવ્યા અને પોતાના મોટા દીકરાનાં લગ્ન ભાવનગર નક્કી કર્યાનું જણાવી મારા પતિ પાસે નાણાંની માગણી કરવા લાગ્યા. મારા પતિએ લગ્નની તિથિ જાણી લઈ બે ત્રણ દિવસ પછી મળવાનું કહ્યું. મારા જેઠ પ્રત્યેનું મારૂં વલણ મારા પતિ સારી

રીતે જાણુતા હોવાથી પરભારા તેને મળીને લગનનું ખર્ચ કાઢી આપવાનું વચન પણ તેમણે આપ્યું. આખરે લગનમાં ભાવનગર ગયા. મારા દાગીના પણ લગ્ન વખતે પહેરવા આપવા મારા પતિ લઇ ગયા હતા, તે ઉપરાંત અઢીહજાર રૂપીઆ રોકડા પણ લઈ ગયા હતા.

લગનને બીજે દિને એકાએક મારા પતિનું સખ્ત માથું દુખવા લાગ્યું તથા તાવ પણ આવ્યો. મારા જેઠે માથા માટે સુંઘવાની દવા આપી, તે સુંઘતાં જ તેમનું ભાન જતું રહ્યું અને સુતા તે હંમેશને માટે સુતા! બસ મારા જેઠની તમામ ઇચ્છા પાર પડી. દાગીના તેમજ રોકડ બધુંય પચાવી બેઠા. મુંબઇ આવી ક્રિયાખર્ચ માટે પણ રહ્યું સહ્યું મારી પાસેથી લઈ લીધું. હું નિરાધાર થઇ પડી. શરૂઆતમાં જેઠે બહુ લાગણી બતાવી, અને એકાદ મહીનો કાંઈક મદદ પણ કરી પણ તેના હૃદયમાં હળાહળ ઝેર ભર્યું હતું. એક દિવસ છોકરાં બહાર રમતાં હતાં ત્યારે તેમણે આવી સહાનુભૂતિનું પુરાણ છોડયું: ગળગળા થઇ આંખમાંથી આંસુ આણી કહેવા લાગ્યા:

અરેરે! આવા સુખમાં ઉછરેલાં તમે આ દુઃખ સહન શી રીતે કરશો? આજ સુધી નોકર ચાકર હતા. હાથે તો કામ જરાય કર્યું નથી. શેર દુધ વિના તો વાળુ કર્યું નથી. હવે એ બધા અભાવ શી રીતે પુરા થશે! વહુ! ખરૂં માનજો. મને એવું થાય છે કે જાણે ફાંસો ખાઉં?

"નસીબમાં હોય તે થાય. આપણો કંઇ ઇલાજ છે?" મેં કહ્યું.

પણ તમને આ હાલતમાં મારાથી નથી જોવાતાં. અરેરે! કેવું સુંદર રૂપ! બધુંય હવે ધુળ જ થઇ જવાનું."

હું તરત જ ચેતી. તેની આંખમાંથી પાશવિકતા ઝરવા માંડી.

મેં સમયસુચકતા વાપરી. 'કોણ માધવ! કેમ શું છે?' એમ બોલતી હું ઉભી થઈ. તે પણ ચમકયા અને જરા દૂર જઇ બેઠા. હું એ તકનો લાભ લઇ ઓરડામાંથી બહાર નીકળી ગઈ. બહાર જઈ બોલી 'હવે મહેરબાની કરી તમે ઘેર જાઓ. અમારી ફીકર કરવાની નથી. તમારા ચાળા બધાય સમજાઇ ગયા. માનમાં રહી ચાલ્યા જશો તો ઠીક છે, નહિં તો હવે કંઇ તમારા ભાઇ આવીને મને વઢવાના નથી. હું જોવા જેવું કરી મૂકીશ.'

ગુપચૂપ ઉઠીને તે ચાલ્યા ગયા. પિયરમાં કોઈ નહતું. મારા ઘરમાં જે કંઈ હતું તે વેચીસાટી છોકરાને લઇ હું અહીં આવી. અહીં આવ્યે લગભગ બે વર્ષ થવા આવ્યાં. માધવને નોકરીનું ઠેકાણું પડતું નથી. પંદરેક દિવસ તો કડીઆ કામે મજુર તરીકે ગયો. રોજના દશઆના મળ્યા. પણ એનું તે ગજું? તાવે પડયો. એ પંદર વીસ દિવસનો પગાર અમે ત્રણ મહિના પહોંચાડયો. આજ ઘરમાં આઠ આના હતા તેની બાજરી મંગાવી છે. અમારે એક મહિનો તે ચાલશે.'

'હેં એક મહિનો ચાલશે.?' મેં અજાયબીમાં પૂછ્યું.

'હા બ્હેન. ગરીબાઇએ અમને બધુંય શીખવાડયું છે. ચપટી લોટની ભેડકી કરીશું–પાણી જેવી અને એક વખત પીશું. મારો માધવ પણ એવો સમજુ થયો છે કે ન પૂછો વાત. કેટલીકવાર તો બિચારો ભુખ નથી, કરી ખાતોય નથી. શું કરીએ? પ્રભુ કાંઇ ધંધે લગાડે તો સુખ થાય.'

આમ બોલતાં બિચારી રડી પડી. આથી જ હું કહેતી

હતી કે એ બિચારા છોકરાને નોકરીએ લગાડો તો ઈશ્વર રાજી થશે. સગાં વ્હાલાં આવાં થાય ત્યાં કોને કહેવું ? પણ હેં ભલા ! ન્યાત કાંઇ ન કરે ?'

ધર્મપત્નીનો પ્રશ્ન સાંભળી અત્યાર પહેલાંના બનાવોમાંની સમાજની વર્તણુંક યાદ આવી. ખિન્ન મને ! બોલ્યો:-' ન્યાત–ન્યાત શું કરશે ? ન્યાત ઉલટી એ બિચારીને જેઠના સાથે રહેવા ફરજ પાડશે. કહેશે કે ભેગાં રહો અને પેટ ભરો. પણ એમ કહેવાથી એની શું દશા થાય તેની કાંઇ ન્યાતને પડી છે ! આતો હિંદુસમાજ. આ બાઇ જેઠની સાથે રહી અનીતિ આદરે તે સમાજ કૃતજ્ઞતાની નજરે જુએ પણ નીતિ-ને ખાતર એકલી જુદી રહે તે સમાજ ન દેખી શકે. ઠીક જોઇશું કાલે મારી સાથે ઓફિસમાં આવવા માધવને કહેજે.

આટલું કહી હું ન્યુસપેપર વાંચવા લાગ્યો પરંતુ તેમાંનું કાંઇ પણ લખાણ હું વાંચી કે સમજી શકયો નહિ. મારી દ્રષ્ટિ સામે જ્યાં ત્યાં મોટા અક્ષરો તરવા લાગ્યા:—

'હાય રે, દુર્દૈન દંભી હિન્દુસમાજ !'

# કચરાયલી કાન્તા.

## બળીદાન ૯ મું :

પ્રકૃતિ દેવીના રાત્રિ–સામ્રાજ્યમાં જ્યારે પ્રાણીમાત્ર વિશ્રાન્તિ સુખ ભોગવે છે ત્યારે માત્ર યોગી, ભોગી, નિશાચર અને દુઃખી મનુષ્યો જ જાગતાં હોય છે. રાત્રિના બાર વાગી ગયા હતા. સર્વત્ર શાન્તિ હતી. મારા નિત્ય કાર્યક્રમાનુસાર હું તૈયાર થઇ ઘરમાંથી બહાર નીકળ્યો. થોડેક દૂર જતાં એક નાનકડા મકાનનું બારણું ઉઘાડું જણાયું. પરન્તુ તેમાં કેવળ અંધકાર જ હતો. કુતુહલવશ થઈ હું ધીમે પગલે તે ઘરમાં દાખલ થયો. મારી પાસેના ચોર ફાનસનો ઉપયોગ કરતાં જણાયું કે તે ઘરમાં સામાન કંઈ જ નહતો. એક ખુણામાં એક માટલું પડયું હતું. તેના ઉપરનું ઢાંકણું પણ અર્ધ ભાગેલું હતું. તે ઓરડો પણ બે ત્રણ દિવસથી સાફ કર્યા વિનાનો જણાતો હતો. આમતેમ નજર કરતાં કોઇ મનુષ્ય જણાયું નહીં. આખરે એક ખૂણામાં કોઇ સૂતેલું દીઠું. અંધારી રાત્રિએ આમ બારણું ઉઘાડું મૂકી સુનારને બે શબ્દ કહેવાના ઈરાદાથી હું નજીક ગયો. પણ ત્યાં જતાં જે દેખાવ મારી નજરે પડયો તે જોઈ હું ક્ષણવાર સ્તબ્ધ જ બની ગયો. એક ચોવીસેક વર્ષની

હાડપિંજરવત્ બાઈ ટુંટીયું વાળી અર્ધનગ્ન શરીરે પડી હતી. તેનું આખું શરીર વમી અને વિષ્ટાથી ખરડાયલું હતું. દુર્ગંધ પણ હતી જ. તેનાં નેત્ર મીંચેલાં હતાં. તે જીવે છે કે મૃત છે તે પહેલી દ્રષ્ટિથી જણાય તેમ નહતું. તેની પાસે જઈ તેના મુખ તરફ સ્થિર દ્રષ્ટિ કરી જોતાં જણાયું કે તે જીવતી હતી. મેં તેને જરા પવન નાખી, માટલામાંથી સહજ પાણી છાંટી બોલાવી. તેણે માત્ર આંખ જ ઉઘાડી. પણ કાંઈ જવાબ ન દીધો. મને તેની ઘણી જ દયા આવી. જેમતેમ કરી, તેનું શરીર સાધારણ સાફ કરી મારો ખેસ વીંટી તેને ખભે નાખી મારે ઘેર લઇ આવ્યો. તરત જ ઝાડો અને ઉલટી બંધ થવાની ઘરગતુ દવા જે મારે ત્યાં હતી તે તેને ખવડાવી. આખી રાત્રિ તે શાન્ત પડી રહી. સવારે કાંઇક શુદ્ધિ આવતાં તેને સહજ ચ્હા તથા તે પછી ફળ ફળાદિક ખવડાવ્યાં. હવે તે કાંઈક ટટાર થવા લાગી. તે મારા સામે દીન નયને જોઇ રહી. તે મને કાંઇક કહેવા માગતી હોય તેમ જણાતી હતી. પરંતું મેં તેને તે વખત બોલતાં અટકાવી. બે ત્રણ દિવસમાં હરતી ફરતી થઈ એટલે પોતે જ મને કહેવા લાગી. તે બોલી: "ભાઇ! તમે મને જીવનદાન આપ્યું છે. પણ આ જીવનની કંઇ જ કિંમત નથી. જીવન મને અકારૂં થઇ પડયું છે. હું મરવા જ ઇચ્છતી હતી પરન્તુ આત્મઘાત એ પાપ છે એમ સમજી જેમ તેમ દિવસ કાઢતી હતી. તેમાં ઇશ્વિરે જ જાણે મૃત્યુ મોકલ્યું હોય તેમ મને ઝાડો અને ઉલટી થયાં. પરન્તુ તેમાંથી તમે મને બચાવી. પણ તેથી હું સુખી થવાને બદલે દુઃખી જ થઇશ. જો કે જીંદગીનો મોહ છુટતો નથી. પરન્તુ તે સાથે જ જીવવાનું પણ ગમતું નથી. શા માટે જીવવું? કોને આધારે જીવવું?

આ પ્રશ્નો મારે માટે ઘણા વિકટ છે. હવે મારે શું કરવું તે મને કોણ કહેશે ?"

બોલતાં બોલતાં તેની દયામણી આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. મેં તેને શાન્ત્વન આપતાં તેની હકીકત કહેવા કહ્યું. તે અતિ કરૂણ સ્વરે કહેવા લાગી:

" મારૂં નામ કાન્તા. મારી દશ વર્ષની ઉમ્મરે મારૂં લગ્ન મારાથી ચાર વર્ષે નાના એક બાળક સાથે થયું હતું. મારા પિતાએ ન્યાતના પટેલનું ઘર મારે માટે પસંદ કર્યું હતું, મારા પતિરાજ તે વખતે રસ્તામાં નાનાં છોકરાં સાથે રખડતા. પટેલના દિકરાને તો પટલાઇ હોય, તે ભણે શા માટે ? ચારેક વર્ષ પછી મારા પિતા મરી ગયા. એટલે મારા મામા મારી બાને ધીરજ આપવા મારે ત્યાં રહેવા લાગ્યા. બે વર્ષ પછી મારી દશા પણ મારી બાના જેવી જ થઇ. પટેલના ઘરમાં કાઇ વિધવા વહુ પોષાય ? એ તો પારકી પટલાઇઓ થાય. મારે પણ મારી માતાની ગોદમાં દિવસ કાઢવાનો વખત આવ્યો. મારા મામાએ ચાલાકીથી મારા બાપની જે કંઇ મિલ્કત હતી તે તફડંચી કરી દીધી અને મારી બાને તથા મને ભૂખે મરતી હાલતમાં મૂકી તેઓશ્રી એક વિધવાને લઈ યાત્રા કરવા પસાર થઇ ગયા. અમારી હાલત દિવસે દિવસે બગડવા લાગી. ખાવાના પણ સાંસા પડવા લાગ્યા. હું એક વખત મારે સાસરે ગઈ પણ મને ઘરમાં પગેય ન મૂકવા દીધો. બારણામાંથી જ પાછી કાઢી. મારી પડોશમાં શાન્તિલાલ કરીને એક અમારી ન્યાતનો જ યુવક રહેતો હતો. તે વારે વારે મારી બા પાસે આવી દિલાસો આપતો. એક દિવસ તેણે મારી બાને કાંઇક વાત કરી પણ તે દિવસથી મારી બાએ તેને અમારા ઘરમાં પગ મુકવાની

ચોખ્ખી ના કહી દીધી. મારા પિતાનું મૃત્યુ, મારૂં વૈધવ્ય, મારા મામાની દગલબાજી અને તેમાં આજુબાજુના યુવાનોની આવી સતામણીથી મારી બાના હૃદયને ઘણો જ આઘાત લાગ્યો અને તે એક મહિનાની બિમારી ભોગવી આ દુનિયા છોડી ગઈ.

લગ્ન મરણના ખર્ચ સિવાય હિન્દુસમાજને મન બીજો કયો મોટો ઉત્સવ છે ? મારી પાસે ન મળે પૈસાનું ઠેકાણું કે ન મળે કોઇ સલાહ આપનાર. ન્યાતિલાઓએ જબરદસ્તીથી મારા તથા મારી બાના જે કંઇ દાગીના હતા તે ઉપર પાણી ફેરવાવી પેટ ભર્યું. પણ હવે મારે ખાવાના સાંસા પડવા લાગ્યા. મારી પડોશમાં એક મહેતી રહેતી હતી. તે બાઇ કાંઇક ઠીક હતી. તેણે મને નિશાળ–કોલેજમાં દાખલ થવા અથવા નર્સનું કામ શીખવાની સલાહ આપી. પણ તેમાંય ખર્ચ તો જોઇએ જ ને ? છેવટે હું તેને રાંધી આપી મારૂં પેટ ભરવા લાગી. પણ સમાજ મારી પાછળ જ લાગેલ હતો. મારી ભરયુવાની, તેથી મને સતાવનારા પણ રોડાની પેઠે રખડતા હતા. છતાં હું બહુ જ સંભાળથી રહેતી. જેમતેમ છએક મહિના ગયા. પણ પછી તે મહેતીની બદલી થઈ. હવે શું કરવું ? છેવટ એક બે જણનું પાણી બાંધ્યું. મહિને ચાર રૂપીઆ મળતા. તેમાંથી જેમતેમ ગુજરાન કરતી. કારણ દળવાનું મારાથી થતું નહીં; નહીં તો વળી બે પૈસા વધુ મળે. પણ મારા આ કામમાંય અડચણો આવી. મારા પનોતા સસરા એક દિવસ આવી ઘણું લડી ગયા. મેં મારી લાચારી બતાવી ત્યારે મહિને પાંચ રૂપીઆ આપવાના કહી ગયા પણ લોકોનું કામ છોડી દેવાનું કહ્યું. મેં આથી સંતોષ માન્યો. પાણી છોડી દીધું. અને સસરાજીને ત્યાં ગઈ. પણ ત્યાં તો મારા નસીબમાં પાછું દુઃખ અને નિરાશા જ

હતાં. સસરાજીએ રૂપીઆના વાયદા કરવા માંડ્યા. છેવટ સંભળાવી દીધું કે " જવાનજોધ બાઇને ભીખ માગતાં શરમ નથી આવતી ? જાઓ અહીં કંઈ નહીં વળે. '

હવે શું કરવું ? છેવટે ખાનગી દળણું ખાંડણું કરવાનું શરૂ કર્યું. પણ કોઇ દિવસ કરેલું નહીં તેથી થાય નહીં. હાથે ફોલ્લા પડે. શરીર-વાંસો તૂટે. કોઇ કોઇ વખત તો તાવ પણ આવે. પણ પેટ ભરવું શી રીતે ? એ વખત પણ લોકો મને ઝંપવા દેતા નહીં. દળણું આપવાને બહાને એક બે ડોસીઓ મારી પાસે આવતી અને મને કંઈ કંઇ લાલચ આપતી. પણ મેં દુઃખ વેઠવું કબુલ કર્યું છતાં તેમની વાત માની નહીં. આમ કરતાં કરતાં ત્રણ ચાર વર્ષ વીતી ગયાં. એટલામાં વળી કર્મની કઠણાઇ બેઠી. જાણે દળણું દળી આખા ગામની મિલ્કત હું લઇ જતી હોઉં તેમ, એક નવરા વાણીઆએ દળવાની ચંટી આણી અને મારા કરતાં અડધા ભાવે દળવાનું શરૂ કર્યું. બસ થઇ રહ્યું. મારૂં પેટ ભરાવુંય મુશ્કેલ થઈ પડયું. વધારે પૈસા આપી, મારી પાસે કોણ દળાવે ? પંદર દિવસ જતાં જતાં તો હું ગભરાઇ ગઇ. એટલામાં એક વાણીઆને ત્યાંથી મારે ત્યાં દળણું આવવા માંડયું. મેં ધાર્યું ભગવાને વ્હાર કરી. ચાર પાંચ મહિના તો તે ચાલ્યું. પણ પછી તે છોડવું પડયું. કારણ મને દળણું મોકલવામાં તેનો ગૂઢ હેતુ હતો. હવે તો ફાંસો ખાવાનો વિચાર કર્યો. કારણ ભૂખે ટાંટીઆ ઘસીને મરવાનું કોને ગમે ? એટલામાં એક દિવસ મારી એક બ્હેનપણી કે જેને સુરત પરણાવી હતી તે અચાનક મળી. મારી દશા જોઈ તેને બહુ દયા આવી. તેણે મને પોતાની સાથે સુરત લઇ જવાનુ કહ્યું. હું ખુશી થઇ. ત્યાં તેના પતિના એક

મિત્રની વિધવા સ્ત્રી હતી. પૈસાવાળી હતી. તેની સાથે રહેવાનું હતું. કોઇનેય કહ્યા વિના હું મારી તે બ્હેનપણીની સાથે સુરત ગઈ. તેણે બીજે જ દિવસે મને નોકરીની ગોઠવણ કરી આપી.

હું મારી નવી નોકરી ઉપર ચઢી. ત્યાં મારે ઘણુંજ સુખ હતું. ઘરમાં મારી વિધવા શેઠાણી તથા બીજી ત્રણેક નોકરાણી હતી. ગુમાસ્તો દિવસમાં એક વખત આવી કામકાજ પૂછી જતો. મારી શેઠાણી ઘણી પવિત્ર હતી. રાત દિવસ રામાયણ, ભાગવત અને ગીતા તે વાંચતી, મારે માત્ર તેની સાથે જ રહેવાનું હતું. તે સિવાય કાંઈ જ કામ ન હતું. જ્યાં તે જાય ત્યાં જવું અને સાથે રહેવું. આવા સુખમાં એકાદ વર્ષ રહી. ત્યાં મારૂં શરીર પણ સુધરી ગયું. તેની સાથે વગર ખર્ચે યાત્રા કરી. વળી તેના બંગલામાં સુખથી રહેવું અને સાંજના મોટ-રમાં તેની સાથે સારાં કપડાં પહેરી ફરવા જવું. આથી મારા સૌંદર્યમાં પણ વૃદ્ધિ થવા લાગી. આમ મારા દિવસો સુખમાં જવા લાગ્યા. એક દિવસ શેઠાણી સાથે તાપી ઉપર સ્નાન કરવા ગઇ ત્યાં મારા ગામની બે ત્રણ સ્ત્રીઓને જોઇ. તેઓ મારી પાસે આવી, કેટલીક આડી અવળી વાતચીત પછી મારે માટે મારા સસરાએ ગામમાં ઉડાડેલી વાતો મને કહેવા લાગી. તેનો સાર એ હતો કે હું કોઈ વાણીઆ સાથે નાસી ગઈ હતી અને સુરતમાં તેની રખાત તરીકે રહી મોટરમાં મોજ-શોખ કરતી હતી. મારૂં હૈયું કપાઈ જવા લાગ્યું. મને ચેન ન પડયું. લોકો જ્યાં ત્યાં આવીજ વાતો કરતા જોઈ મને બહુજ ત્રાસ થયો. છેવટે માબાપની આબરૂનો વિચાર આવતાં તે નોકરી છોડી મારી પાસે જે કાંઇ થોડા ઘણા પૈસા હતા તે

લઈ હું અહીં આવી. શરૂઆતમાં તો આખું ગામ મને આ-ગળીઓ ચીંધવા લાગ્યું. જેમતેમ તે સહન કર્યું. પાસેના પૈસા ખરચાઈ ગયા. છેવટે પાછું કાંઈ કામ ખોળવાનો વિચાર કર્યો. એક વાણીઆને ત્યાં રાંધવા જવાનું કબુલ કર્યું. મહીને છ રૂપીઆ મળતા હતા. થોડો વખત તે કામ ચાલુ રાખ્યું. પણ તે વાણીઆં તરફથીય મને સતામણી થવા માંડી. છેવટે તેય છોડી દીધું. પંદર દિવસથી બેઠાબેઠ હતી. તેમાં છેલ્લા ચાર દિવસ તો પાણી પીને જ કાઢયા હતા. ઉનાળાનો સખ્ત તાપ અને પેટની જઠરાગ્નિની ગરમીમાં પાણી પીપી ને નળ ભરાઇ ગયા. તેમાં એક દિવસ તાવ આવી ઝાડો અને ઉલટી થયાં. મેં ધાર્યું કે હવે આ ભવનું બંધન તૂટશે અને સુખી થવાશે. ત્યાં તો તમે મને બચાવી. પણ ભાઇ, કહો હવે મારે શું કરવું ? સંસાર તજવો કે સમાજ ? સમાજ તજ્યો હોત તો કેટલેક અંશે તો હું સુખી હોત. પણ તે કેમ બને ? સમાજને મારી ગરજ નથી છતાંય હું સમાજની ગરજ રાખું છું. આ રાક્ષસી સમાજ અમારા જેવી માટે કાંઇ નહીં કરે ? ”

વાત પૂરી કરી તે રડી પડી. હું પણ આ દંભી સમાજનાં આંતરિક દ્રષ્યોથી ગુંચવાડામાં પડી ગયો. કહો, કહો, એ હિંદુસમાજના કહેવાતા નેતાઓ ! કહો. એક વખત દિલ ખોલીને કહો કે આવી નિર્દોષ ધર્મપરાયણ કુમળી બાળાઓનાં જીવન-વિતક રૂપી પ્રાયશ્ચિત તર્પણની અંજલીઓ તમને અ-ર્પતાં છતાં છેવટ તમે શું સમાજની વેદીપર તેમનું બળીદાન જ લેશો ? ભલે, લેજો. પણ યાદ રાખજો કે હમેશ હિંસા કરનાર છેવટ હિંસાનો ભોગ બને છે; તેમ સમાજની વેદીપર આવી બાળા-ઓનાં બળિદાન આપતાં તમે જ અને છેવટે તમારો એ રાક્ષસી-ક્રૂર દેવ-સમાજ પણ એ ઉપર જ બળિરૂપે ભસ્મ થઈ જશે.

# કમનસીબ કમળા

## બળીદાન ૧૦ મું:

નિત્યક્રમ મુજબ પ્રાતઃકાળમાં ચ્હાનો પ્યાલો ટેબલપર મૂકી **સમાચારપત્ર** ઉઘાડતાં મોટાં મોટાં મથાળાં નજરે પડયા. **'હિંદુસમાજ અને તેનો ભોગ.' 'સરકારી કાયદો.' 'કમનસીબ કમલાની કહાણી.'**

સામાન્ય રીતે જ દેશના સમાચાર જાણવા કરતાં "પોલિસ કોર્ટ કે ગુપ્તચરની કહાણી, મારામારી કે વાટપાડુનાં પરાક્રમ, **નારી** નિર્યાતન કે **બ**ગીચાવાળાનો જુલમ" આદિ સમાચારો જાણવા દરેક હૃદય ઉત્સુક હોય છે. મેં પણ એ જ ઉત્સુકતાનો વશ થઇ વાંચવા માંડયું. જેમ જેમ હું તે વાંચતો ગયો તેમ તેમ મારી અતિત કાળની સ્મૃતિ તાજી થતી ગઇ. અને જાણે તે ભૂતકાળનો બનાવ સમાચારપત્રમાં આબેહુબ ચિતરેલો જોતો હોઉં તેમ લાગ્યું. ક્ષણવાર સ્તબ્ધ બની ગયો. મારાં નેત્રમાંથી અશ્રુ ખરવા લાગ્યાં. મને લાગ્યું કે મારૂં હૃદય કદાચ બંધ પડી જશે. એટલામાં જગમોહને આવી મને સાવધ કર્યો.

## સમાજની વેદીપર

કેટલીક વાતચીત પછી સમાચારપત્રના એ બનાવની ચર્ચા થતાં તેણે કમળાની કહાણી જણાવવા કહ્યું. મેં મ્હારી ભૂતકાળની માનસિક સ્મરણ પોથી ઉઘાડીઃ

"આજથી બાર તેર વર્ષ પહેલાંની વાત છે. આ ગામના રામશંકર મહેતાજીનું નામ તો તેં સાંભળ્યું હશે. તેને એક નાનો ભાઇ હતો—તેનું નામ દયાશંકર. દયાશંકર હાલ હયાત છે. તે માનગઢમાં તલાટી છે. રામશંકરની સ્થિતિ સાધારણ હતી. ગોરપદું કરી પોતાનું પૂરૂં કરતો હતો. કોઈ કોઇ ઠેકાણે છોકરાંને ખાનગી ભણાવવા જતો. પણ તે પ્રાચીન રૂઢી મુજબ પાટી, ખડી અને લેખણનાં જ સાધને. આથી તે મહેતાજીના નામથી પણ ઓળખાતો. રામશંકરની સ્ત્રીનું નામ કંકુ હતું. રામશંકરને સંતતિમાં માત્ર એક જ દીકરી હતી. તે જ આ કમળા. જે સમયની વાત કરૂં છું તે સમયે કમળાને ત્રણ વર્ષ પુરાં થઇ ચોથું બેઠું હતું. દયાશંકરનું વય સોળ વર્ષનું હતું. રામશંકરની ગરીબ સ્થિતિને લઇને દયાશંકરને કન્યા મળતી ન હતી. તેથી રામશંકર તથા કંકુ તેના વિવાહ માટે યથાસાધ્ય પ્રયત્ન કરતાં હતાં. છેવટે એક સ્થળે એક કન્યા સાથે દયાશંકરના વિવાહની વાત નક્કી થઈ. પરંતુ કન્યાની માએ પોતાના દીકરા માટે સાટું માગ્યું. કંકુ દીકરી આપીને દીયરને પરણાવવા તત્પર થઇ. પ્રથમ કમળાનું લગ્ન લેવાનું હતું અને ત્યારબાદ દયાશંકરના હાથ કંકુવાળા થવાના હતા. કમળાનાં વરની ઉમ્મર હતી બાર વર્ષની. લગ્ન લેવાયું. જાન આવી. મંડપમાં સગાં સંબંધી ન્યાતિલાં વગેરેની ઘણી જ ઠઠ જામી હતી. તે ઉપરાંત પરનાતિલાં પણ ઘણાં જ મળ્યાં હતાં. લગ્ન તો ઘણુંય થાય છે; પણ આ લગ્ન અવનવાં હતાં તેથી હિન્દુસમાજના સ્થંભ-

રૂપ ગણાતા પટેલીઆઓ, પુરોહિતો તથા અન્ય સભ્ય ગૃહસ્થો પણ આ લગ્ન જોવા આવ્યા હતા. સ્ત્રીઓનાં પણ ટોળેટોળાં ઉભરાતાં હતાં.

આ લગ્નમાં એવું શું હતું ? કાંઇ જ નહિ. માત્ર ભત્રિજીને બદલે કાકો પરણવાનો હતો—ભત્રિજીને સાટે—કહોને કે એક રીતે ભત્રિજીને જ કાકો પરણવાનો હતો. અને ભત્રિજી કમળાને પરણાવવા તેની મા બેસવાની હતી.

કમળાની ઉમ્મર ચાર વર્ષની હતી. તે બિચારી લગ્નમાં શું સમજે ? જેમ જેમ લગ્નનું ચોઘડીયું નજીક આવતું ગયું તેમ તેમ તે બિચારી ઉપર નિંદ્રાદેવીએ પોતાનું સામ્રાજ્ય જમાવવા માંડયું. કન્યાને ચોરીમાં પધરાવતી વખત તો તે ભર ઉંઘમાં હતી. તેની મા તેને ખોળામાં લઇને કન્યાની જગ્યાપર બેઠી હતી. વરના હાથમાં કન્યાનો હાથ મૂકાયો, પણ હાથ સ્થિર રહે શી રીતે ? કંકુએ કમળાને જેમ તેમ કરી જગાડી. વરના હાથમાં કમળાનો હાથ મૂકયો. પણ કમળાએ હાથ ખેંચી લઇ રડવા માંડયું. "મા મને ઘોડીઆમાં સુવાડ રે, મા મને ઘોડીઆમાં સુવાડ રે" ના મંત્રોચ્ચાર તે અલ્હેતી બાળાના મુખમાંથી કરૂણભર્યા ક્રન્દન સાથે નીકળવા લાગ્યા. જોનાર બધાં દીંગ બની ગયાં. શિક્ષિત—અશિક્ષિત બધાંય હતાં. છતાં આ લગ્ન તરફ કોઇએ જરાય ઘૃણા બતાવી નહીં. બલ્કે બધાં છૂપું છૂપું હસવા લાગ્યાં.

રાત્રિ તો જેમ તેમ વીતી. બીજે દિને ચરૂભક્ષણ વખતે કમળા કોઈ પણ રીતે વરને કંસાર જમાડે નહીં. આખરે તે ક્રિયા પણ કંકુએ કરી અને સાથે સાથે કન્યાને કેડમાં લઇ મંગળફેરા ફરવાનું કાર્ય પણ તેણે જ આટોપ્યું. કહોને કે લગ્નમાં કન્યા તરીકેનું કર્ત્તવ્ય બધુંય કન્યાની માએ જ કર્યું. વાંચક !

કહી શકીશ કે આ લગન કોનું? કમળાનું કે કંકુનું? આટલાથી જ કન્યાના કર્ત્તવ્યની અવધિ ન આવી. પણ ચાર માસ વિતતાં ન વિતતાં કંકુને માથે બીજું કર્ત્તવ્ય આવી પડયું. કમળાનો તે પતિ પ્લેગનો ભોગ થયો. ઘરમાં રડારોળ થઈ રહી. ચાર વરસની કુમળી બાળા વિધવા થઈ. તેનો ખુણો પણ કંકુએ પાળ્યો. ધન્ય હિન્દુસમાજ!

વખત વખતનું કામ કરવા લાગ્યો. કમળા મોટી થતી ગઇ. પણ તે પહેલાં તે બાપનું છત્ર પણ ગુમાવી બેઠી. કંકુને કમળા પછી એક છોકરી અને એક છોકરો હતાં. દયાશંકરે તો " ગરજ સરી કે વૈદ વેરી " વાળી કહેવતની સત્યતા સાબીત કરી બતાવી હતી. પોતાનું લગ્ન થયા બાદ નોકરી મળતાં પત્નીને લઈ નોકરીપર ચાલ્યો ગયો. રામશંકરની ક્રિયા ઉપર પણ તેને પાછું વાળી જોવાની ફુરસદ ન હતી. ઘરબાર વેચાઈ ગયાં. કંકુ નિરાધાર થઈ. આવા સખ્ત વખતમાં ત્રણ છોકરાંનું પુરૂં શી રીતે કરવું? હિન્દુસમાજે તો એ ચારે જણાંને નિરાધાર કરીને પણ રામશંકરના બારમાંના લાડવા નિરાંતે આરોગ્યા. કંકુના નસીબમાં હવે ઘંટી અને ખાંડણીઓ રહ્યાં. પણ તેથીય પૂરૂં ન થવા લાગ્યું. આખરે એક વાણીઆ–કારકુનને ત્યાં રસોઇ કરવા રહી. તે કારકુનની બદલી થતાં તેની સાથે તે પણ ગઇ. આ તરફ હિન્દુસમાજ તેના તરફ ડોળા ધુરકાવી રહ્યાં.

તે વાણીઆ કારકુન–ચંદનદાસ–ની સલાહથી કમળાને નિશાળમાં મૂકી. તે ટ્રેનીંગ કૉલેજમાં અભ્યાસ કરતી હતી. તેની બુદ્ધિ તીવ્ર હતી. જેમ જેમ યુવાવસ્થામાં આવતી ગઈ તેમ તેમ તે પોતાની સ્થિતિ સમજતી ગઇ. પોતાની માતા માટેની વાતો તેના કાનપર આવતી ગઈ તેમ તેમ તે વધુ

દુઃખી થવા લાગી. તેનું અંતઃકરણ તેને ફોલી ખાવા લાગ્યું. તેની નાની બ્હેનના વિવાહ માટે જ્યારે કંકુ તજવીજ કરવા લાગી ત્યારે સમાજના વડાઓએ ચોખ્ખું સંભળાવી દીધું કે "જેણે કુળ બોળ્યું તેની કન્યા કોણ લે?" કંકુએ સોગન ઉપર સોગન ખાઇને પોતાની પવિત્રતા સાબીત કરવાનો યત્ન કર્યો પણ પથ્થર ઉપર પાણી. છેવટ તેણે દયાશંકરની મદદ માગી પણ તેનો જવાબ તો વળી એથીએ બે ડીગ્રી વધે એવો મળ્યો. કુંકુ નિરાશ થઇ. છેવટ સમાજના નેતાને આક્રંદ કે આજીજીથી સમજાવવાના ઇરાદાથી કમળા તેને ઘેર ગઇ. ઘણી વાત કરી, ઘણી આજીજી કરી, ઘણું આક્રંદ કર્યું પણ કાંઇ વળ્યું નહિ. છેવટ સમાજપતિ બોલ્યા: "આવા કામમાં મહેનત ઘણી પડે. ઘણાનાં મોઢાં બંધ કરવાં જોઇએ. રૂપિયા વિના એ વિવાહ ના થાય." કમળા મુઝાઇઃ "હું પૈસા કયાંથી લાવું? મારો કે જીવાડો, તમારો આશરો છે." તે શયતાનથી પણ ભયંકર નેતા હસ્યો અને કમળાનો હાથ પકડતાં બોલ્યોઃ "રૂપિયા? રૂપિયાની શી ખોટ છે કમળા? મારૂં કહ્યું કર. મારી ઇચ્છા મુજબ રહે, સૌ સારૂ થશે."

કોમળ બાળા થથરી ગઇ. કિંકર્તવ્ય વિમૂઢ બની ગઈ. પાપીએ તેને ખેંચી પોતાના પાસાપર દાબી, તેના કુમળા નિર્દોષ કપોલપર શયતાનીયતની મહોર મારી. બાળા બળી ઉઠી. જોર કરી તેના હાથમાંથી છૂટી દોડી. માર્ગમાં કુવો આવતાં તેમાં પડતું મૂક્યું.

આજુબાજુના લોકોએ કુવામાંથી કાઢી. પોલિસે આપઘાત કરવાના ગુન્હા માટે કેસ ચલાવ્યો. છેવટ કેદની સજામાંથી બચી પણ ચાર વર્ષ સેવાસદનમાં કાઢવાનો હુકમ થયો. સર-

રકારના પણ કંઇ કાયદા છે ? માણસને દુનિયામાં એક પણ રસ્તો ન હોય, ચારે તરફથી અત્યાચાર થતા હોય અને તેમાંથી બચવા, પોતાની પવિત્રતા જાળવવા આત્મહત્યા કરે તે પણ ગુન્હો. કાયદો કહેશેઃ પતિત બનો, લાચાર બનો, ચોરી કરો, પાતિવ્રત્ય વેચો, પણ અમે મરવા નહીં દઇએ. ત્યારે સમાજ કહેશેઃ મરો, બળો, ભૂખે ટળવળો પણ અમારા દરવાજા બંધ. અમે તો અત્યાચારીને અને સબળાને ઉત્તેજન આપીએ. ગરીબનાં ગળાં રહેંસીએ. પતિવ્રતા પણ જો ઘર વેચી યા રઝળતી થઇ અમને ન ખવરાવે તો અમે તેને એક ઘેર કરીએઃ પણ કુલટા પોતાના પૈસાની રેલમછેલ કરે, અમારા પેટમાં મિષ્ટાન્ન પધરાવે તો અમે એને પાવન કરી તેની વાહ વાહ પોકારીએ. પવિત્રતા અને નીતિથી જીવન ગાળનાર દુઃખી નિરાધાર વિધવાઓના ઉપર અત્યાચારોથી તેની દયા ખાવા બદલ તેની નિંદા કરીએ, કુથલી કરીએ; પણ જો ડાહી ડમરી, મીઠા બોલી, કુલટા હોય, બ્હારથી નીતિનો ડોળ કરતી હોય તો તેને વખાણીએ, તેની દયા ખાઇએ અને તેને કદાચ વખત આવે તો **આશરોય** આપીએ !

મારા શબ્દો સાંભળી જગમોહન તો આભો જ બની ગયો. અને આવી નિરાધાર બાળાઓના ઉદ્ધારના માર્ગનો કોયડો ઉકેલવાનો નિશ્ચય કરતો સમાજને ઉદ્દેશી બોલ્યોઃ–

" ધન્ય હિંદુસમાજ ! ધન્ય છે ! આવાં કેટલાં બળિદાનો લઇ તું પુષ્ટ થયો છે ? અને હજી આવાં કેટલાં બળિદાનો ઉપર તારી દષ્ટિ છે ? અરેરે ! આવા સમાજમાં રહીને તે સમાજની વ્યક્તિ તરીકે ઓળખાવતાં પણ શરમ આવે છે. "

# અભેદનો ભેદ

## બળીદાન ૧૧ મું:

આજ કેટલાય દિવસથી અમારા ગામમાં એક સંન્યાસી મહારાજ પધાર્યા છે. લોકોની તેમના પર ઘણી જ શ્રદ્ધા હતી. જયાં ત્યાં એમની વિદ્વત્તાનાં જ બણગાં ફૂંકાતાં. તેમના જ્ઞાન માટે અવનવી વાતો બહાર આવતી. અમારૂં ખાતું જ વિચિત્ર કે દરેકના ઉપર અમારે શંકાની નજરથી જ જોવું પડે. મહાત્માની ખ્યાતિથી મને ખ્યાલ આવ્યો કે રખેને કોઇ રાજદ્વારી ચળવળીઓ ભગવાં પહેરી લોકપ્રિય થઇ લોકોને રાજદ્રોહની ઉશ્કેરણી કરતો હોય? ધીમે ધીમે હું પણ મહાત્માની શિષ્ય મંડળીમાં ભળ્યો; અને મહાત્માના વધુ સહવાસમાં આવ્યો. મહાત્માની સાથે તેમના બે ખાસ ભગવાંધારી શિષ્યો અને એક શિષ્યા હતી. મહારાજ સાથે શિષ્યા છે, એ વાત જયારથી મેં સાંભળી ત્યારથી જ મને કાંઈ કાંઇ વિચારો થવા લાગ્યા અને તેથી હંમેશાં મારી નજર તે મહારાજ તથા તેમના શિષ્યો અને તે શિષ્યાપર ફરતી રહેતી.

મહારાજ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરતા. અને લોકોની શ્રદ્ધાનો

લાભ લઈ તેમણે આજકાલ એક મહિનાથી અમારા ગામમાં અડ્ડો જમાવ્યો હતો. ગામના પ્રતિષ્ઠિત તથા વિદ્વાન પુરૂષો પણ હમેશાં મહારાજના દર્શનાર્થે આવતા.

કૃષ્ણપક્ષની ચતુર્દશીની રાત્રે મને કાંઈક કુતુહલ થવાથી હું મહાત્માના અડ્ડા તરફ ચાલ્યો. આ કુતુહલ થવાનું કારણ એટલું જ કે મેં સાંભળ્યું હતું કે કેટલાક સાધુઓ કૃષ્ણ ચતુર્દ-શીની રાત્રે કાંઇક સાધના કરે છે. આ મહાત્મા એવી સાધના કરે છે કે કેમ તે જાણવાની જીજ્ઞાસાથી હું છુપાતો અડ્ડાથી થોડે દૂર અંધકારમાં ઉભો રહ્યો. લગભગ દોઢ વાગવા આવ્યો હશે. સર્વત્ર શાન્તિ હતી. મહાત્માનો અડ્ડો પણ નિર્જનમાં હોવાથી કેવળ શાન્તિ અને રાત્રિની સ્તબ્ધતા વિના બીજું કાંઇ જ જણાતું ન હતું. અડ્ડાની છેક લગોલગ જવું કે ન જવું એ વિચારમાં હજી હું ઉભો હતો. એટલામાં અડ્ડા તરફથી કોઇનાં ઉતાવળાં પગલાંનો અવાજ મારે કાને પડયો. અંધકારમાં આંખો ફાડી બને તેટલી તીક્ષ્ણ દ્રષ્ટિથી હું જોવા લાગ્યો. ધીમે ધીમે પગલાંનો અવાજ સ્પષ્ટ થતો ગયો અને સાથે સાથે બે વ્યક્તિઓને અત્યંત વેગથી દોડતી જોઇ. મેં મારી પાસેના ચોર ફાનસનો પ્રકાશ તે તરફ ફેંકયો. તો એક નાજુક સ્ત્રી જેવા કોમળ દેહના આકાર પાછળ એક અલમસ્ત ભીષણકાય પુરૂષને મેં દોડતો જોયો. બન્નેનાં કપડાં ભગવાં રંગનાં હતાં. મને લાગ્યું કે આગળ દોડનાર તે મહાત્માની શિષ્યા હોવી જોઈએ. પણ પાછળ દોડનારનો સ્પષ્ટ ચ્હેરો જોવા મારે ફરીથી તેના તરફ પ્રકાશ ફેંકવો પડયો. પણ બીજી વખત પ્રકાશ પડતાં જ તે પ્રથમ વ્યક્તિની પૂઠ છોડી આડે રસ્તે ફર્યો. હું તેનું મુખ જોઇ ન શકયો.

પ્રથમ મને લાગ્યું કે મારે તે ભીષણકાય પુરૂષની પાછળ પડી તેને પકડવો જોઇએ. પણ બીજી જ ક્ષણે વિચાર આવ્યો કે હું તેની પાછળ જઇશ અને કદાચ બીજો કોઇ બદમાશ આ શિષ્યાની પાછળ હશે તો તેની શી ગતિ થશે ? મને તે વખતે તે શિષ્યાના રક્ષણ માટે જ જવાનું યોગ્ય લાગ્યું. તેથી હું તેની પાછળ પાછળ ઉતાવળે પગલે ગયો. તે તો પાછળ જોયા વિના દોડયે જ જતી હતી. છેક નદીના કિનારાપર તે આવી ત્યાં સુધી તો હું જરા જરા દૂર રહ્યો. પણ હવે મને લાગ્યું કે તે નદીમાં ઝોકાવશે એટલે હું એકદમ તેની પાસે જઇ પહોંચ્યો. તે બિચારી સમજી કે પેલો ભીષણકાય મનુષ્ય જ તેની પાછળ પડયો છે. તે તરત જ પોકારી ઉઠી:–

" ખબરદાર ! મને અડકીશ તો તારો અને મારો બેયનો ઘાત થશે."

મારા હાથમાંના ફાનસને પ્રકાશિત કરતાં હું બોલ્યો:– " બ્હીશો નહીં. શાન્ત થાઓ. તમને કાંઇ જ ભય નથી. તે પિશાચ નાસી ગયો છે. હું તમારી મદદમાં છું."

તે બાળા કાંઇક શાન્ત થઇ. ક્ષણવાર મારા તરફ જોઇ રહી. પછી એક દીર્ઘ નિશ્વાસ નાખી ઘાટનાં પગથીઆંપર બેસી ગઈ. હું પણ ચારે બાજુ પ્રકાશમાં કોઇ મનુષ્ય છે કે નહિ તેની તપાસ કરી એનાથી થોડે દૂર બેઠો. ફાનસને વચ્ચે મૂકયું અને તેને ધીરજ આપતાં તેની શી આફત હતી તથા હું શી મદદ કરી શકું તેમ હતું તે બાબત શાન્તિથી જણાવવા કહ્યું. ક્ષણવારે ધીમા પણ અત્યંત કરૂણ સ્વરે તે બોલી:–

" શું કહું ભાઈ! દુનિયા દંભની છે. જ્યાં દંભ છે ત્યાં જ આજકાલ જય છે. નહિ તો મારા જેવી નિરપરાધી, પવિત્ર

જીવન ચલાવનાર બાળાની આ દશા હોય ? હું ઉચ્ચ કુળની બ્રાહ્મણ કન્યા છું. મારા પિતા મારા લગ્ન માટે ઘણોય શ્રમ કરતા હતા, પરન્તુ કોઇ યોગ્ય સ્થળ તેમના જોવામાં આવતું ન હતું. મને ઘણા જ લાડમાં તેમણે ઉછેરી હતી. તેમ થોડી ઘણી વિદ્યા પણ મેં પ્રાપ્ત કરી હતી. સારાનરસાનો વિવેક કરવાની પણ કાંઇક શક્તિ પ્રાપ્ત કરી હતી. આખરે એક ગ્રેજ્યુએટ યુવક સાથે મારૂં વેવિશાળ થયું. લગ્ન લેવાયું. લગ્નને વિસેક દિવસની વાર હતી. મારા કાકાની દીકરી ચપળા મારા કરતાં પાંચેક વર્ષે મોટી હતી એટલે કે તેનું વય અઢાર વર્ષનું હતું. અમે બન્નેને ઘણી જ સખ્યતા હતી. તે પરણેલી હતી. તેનો પતિ તેના કરતાં ત્રણેક વર્ષે નાનો હતો. આથી તેને માટે ગામમાં ઘણી વાતો થતી. મેં તેને હસતાં હસતાં ટપકાના રૂપમાં બે શબ્દ કહ્યા. તે વખતે તો તેણે તે વાત ઉડાવી દીધી અને પોતાનું નિર્દોષપણું બનાવવા લાગી પણ તેણે જ મારી બુરી દશા કરી.

મારા લગ્નને દશ દિવસ બાકી રહ્યા. લગ્નની ધામધુમ તથા બધી તૈયારીઓ થવા માંડી હતી. તે દિવસે ચપળા સાંજના છએક વાગ્યાને સુમારે નદીપર કપડાં ધોવા જતી હતી. પોતે એકલી હોવાથી મને પણ સાથે તેડી ગઇ. અમે બન્ને જણ કપડાં ધોઇ ઘેર આવવા તૈયાર થયાં તે વખતે ત્રણ હિન્દુ અને એક મુસલમાન એમ ચાર જણ આવી અમારા માર્ગમાં ઉભા. હું ગભરાઇ ચપળાની પાછળ જઇ ઉભી. ચપળા તો બોલ્યાચાલ્યા વિના ચાલવા લાગી. પણ પેલાઓએ આવી મને પકડી લીધી. મેં ચપળાને ઘણી બૂમો પાડી. પણ તેતો હસતી હસતી ચાલી જ જતી હતી. થોડેક દૂર જઇ તે બોલીઃ—" બહુ ચબાવલી બની મને શીખામણ દેતી હતી તેનો આ બદલો. હવે તો તું બીબી

બનીશ. પછી આવજો તો ખરી મને શીખામણ દેવા. આમ બોલી પેલાઓ તરફ ફરી બોલીઃ—" જરાય ડરશો નહી. લઇ જાઓ, એતો એ જ."

બસ, થઇ ચૂકયું. ચપળા ચાલી ગઈ. મને તે દુષ્ટો મ્હોડે ડુચો મારી ટીંગાટોળી કરી કેટલેક દૂર લઈ ગયા. અને ત્યાંથી એક હોડીમાં નાખી રાતના બે વાગે કીનારાપરના એક ગામમાં પહોંચ્યા. મને તો રડવા વિના કાંઇ સુઝતું જ નહોતું.

આ ચાર જણમાંના બે જણને હું ઓળખતી હતી. એકનું નામ મદનલાલ હતું અને બીજાનું નામ ચુનીલાલ હતું. લગભગ અરધા કલાક પછી મદનલાલ દુધ લઇને મારી પાસે આવ્યો અને મને પીવાનું કહી મારાથી જરા દુર બેઠો. બીજો કોઇ ઉપાય ન સુઝતાં મેં તેને હાથમાં લેવાનો વિચાર કર્યો અને છેવટ તેને ધીમેથી કહ્યું:–" મદનલાલ ! તમેય આ લુચ્ચી ટોળીમાં ભળ્યા ? તમારો વિચાર હતો તો મને ખાનગીમાં તો કહેવું હતું. તમારા તરફ તો મારૂંય મન ખેંચાયલું છે. આ બધા વચ્ચે મને શા માટે આણી ? હજીય તમે મને ગમે ત્યાં લઈ જાઓ. પણ આ બધા મારફત મારી ઇજ્જત ન પડાવશો. આપણે બેય ગમે ત્યાં નાસી જઇ લગ્ન કરીને રહીશું.

હું જાણતી હતી કે જ્યારના અમે એ ગામમાં પહોંચ્યાં ત્યારનો મદન મારા તરફ શિકારી નજરે જોઈ રહેતો હતો. આથી મારો પાસો સરળ પડયો. તે એકદમ મારી પાસે આવ્યો. મારો હાથ પકડી જોરથી દાબી તે બોલ્યોઃ–શું તું ખરૂં કહે છે, કમળા ?

મેં તેના હાથમાંથી મારો હાથ છોડાવતાં કહ્યું:–" હાં, હાં તમારા સાથીઓ જોશે તો તમારા ઉપર ગુસ્સો કરશે અને વ્હેમાશે.

દૂર બેસો. હું ખરૂં જ કહું છું. તમે મને અહીંથી સહીસલામત બીજે કંઇ લઇ જાઓ તો હું તમારી સાથે જરૂર પરણું: ન પરણું તો હું જઉં પણ કયાં ? મારાથી કંઈ હવે ઘેર જવાશે?"

તેને મારી વાત સાચી લાગી. અને કયાં તથા કયારે નાસી જવું એ બાબતનો અમે છેવટનો નિશ્ચય કર્યો કે મદનલાલે ત્યાં રહેવું અને તેના સંગીઓને મારે ગામ મોકલી ત્યાં શી હીલચાલ છે, યા કોઇ વાતની ખબર પડી છે કે નહીં તે જાણી આગળનો રસ્તો નક્કી કરવો. એટલે તેમના ગયા બાદ મારે તથા મદને વડોદરે નાસી જવું.

ઠરાવ પ્રમાણે તે જ દિવસે સવાર થતા પહેલાં એટલે પાંચ વાગે ત્રણજણ રવાના થઇ ગયા. અને તેજ દિવસે રાતના હું તથા મદન વડોદરે જવા ગાડીમાં બેઠાં. વડોદરે ગાડી સવારના છ વાગે પહોંચતી હતી. મેં ગાડીમાં બેઠેબેઠે જ મારો ભાવી માર્ગ નક્કી કરી લીધો.

વડોદરાના સ્ટેશનપર ઉતરી પ્લેટફોર્મમાંથી બહાર નીકળતાંજ મેં મદનને ગાડી લેવા મોકલ્યો. જેવો તે ગાડી ઠરાવવા ગયો કે તરતજ હું એક બીજી ગાડીમાં બેસી રવાના થઇ ગઈ. વડોદરામાં મારા મામાનું ઘર હતું અને તેથી જ મેં ત્યાં જવાની ગોઠવણ કરી હતી.

મારા મામાને ત્યાં હજી સુધી મારા ગુમ થવાની વાત આવી નહતી. પરંતુ તે બધા મારા લગ્નપર મારે ઘેર જવાની તૈયારી કરતા હતા. મને જોતાંજ મામા તથા મામી આશ્ચર્યમાં પડી ગયાં. અને હું વડોદરે શા માટે આવી ? કોની સાથે આવી ? વગેરે પ્રશ્નો ઉપરાઉપરી કરવા માંડયા. મેં તેમને ધીમે ધીમે અથથી ઇતિ સુધીની વાત સંભળાવી દીધી. મામા વિમા-

સણુમાં પડયા. મને ધીરજના શબ્દો કહી તે જ રાત્રે તે મારે ગામ જવા નીકળ્યા. અને મને વડોદરે જ રાખી.

મારી કથની બહુ લંબાવીને વિગતવાર હું કહેવા નથી માગતી. પણ ટુંકમાંજ પતાવીશ. 'બીજે દિને મારા મામા પાછા આવ્યા ત્યારે તેમનું મોઢું ઉતરી ગયું હતું. વ્હીલે મ્હોઢે તેમણે ત્યાંના સમાચાર સંભળાવ્યા. ટુંકામાં તે નીચે મુજબ હતાઃ—

ચપળાએ ઘેર જઇ એવી વાત ઉડાવી કે " એક મુસલમાન સાથે કમળા તો નાસી ગઈ. મેં ઘણીએ સમજાવી. ઉલટો પેલો મુસલમાન મનેય હેરાન કરવા લાગ્યો. હું તો જીવ લઇ ને નાઠી."

આ વાત આખા ગામમાં પ્રસરી ગઇ. મારાં માબાપ તો મરી જવા જેવાં થઇ ગયાં. મારા ભાવિ સસરાને કાને પણ વાત પહોંચી. મારા મામા ત્યાં જતાં આ બધી વાત જાણી હેબતાઈ જ ગયા. તેમણે મારા પિતાને મારી સાચી હકીકત કહી. આંખમાં આંસુ લાવી મારાં માબાપ બોલ્યાંઃ—' ભાઈ! બધી વાત સાચી. પણ ન્યાત કેમ માનશે? વળી ચપળા તો નજરે જોયાની વાત કરે છે. હવે એ પાછી આવે તોય તેને ઘરમાં કેમ રખાય? અમારૂં તો નાક કપાઇ ગયું. એને પાછી ઘરમાં રાખીએ તો અમે ન્યાત બહાર થઈએ. અમારે મન તો હવે એ મરેલી જ છે."

મારા મામાએ મારી નિર્દોષતા વિષે ઘણુંયે કહ્યું પણ છેવટમાં એમનેય સલાહ મળી કે તમે એને ઘરમાં રાખશો તો તમેય ન્યાતબહાર મૂકાશો." બસ, થઇ રહ્યું. મારા ભાવિ સસરાએ પણ આવી નામબોળુ વહુ ઘરમાં આવતાં બચી ગઇ તે માટે આનંદ દર્શાવ્યો. મારા મામાને મારે માટે ઘણું લાગતું પણ મામીના ધમધમાટ આગળ તેય લાચાર થયા. એક દિવસ મામીએ કહ્યું કે " બ્હેન, તમારાં માબાપ તમને ન રાખે તો અમારાથી કેમ રખાય?"

મતલબ કે મામાને ત્યાંથી પણ મને જવાબ મળી ગયો. મારે ઉપર આભ અને નીચે ધરતી હતી. કેમ કરવું અને કયાં જવું એ મને ન સુઝયું. છેવટે મેં રડતાં રડતાં મામીને કહ્યું:- " મામી, મારો વાંક શો ? અને હવે હું કયાં જઉં ? " મામીએ કરડાકી કરતાં મારા હાથમાં આ છરો આપ્યો અને કહ્યું કે " આનો આશરો લ્યો. પણ મારે ઘેરથી ગયા પછી. "

મારી હિમ્મતની હવે હદ આવી ગઈ. મેં તેમના હાથમાથી છરો લીધો અને વગર વિચારે ઘર બહાર નીકળી પડી. જતી વખત મામાએ મારાપર દયા કરી પચીસેક રુપીઆ આપ્યા. હવે મારે માટે કાંતો મરવું યાતો કોઇના ઘરમાં બેસવાનો યા બજારમાં દુકાન કરવાનો વખત આવ્યો.

મારો વિચાર કાશી જવાનો થયો. હું ગાડીમાં બેઠી. થોડાંક સ્ટેશન સુધી તો હું બૈરાંના ડબામાં બેસી રહી. પછી આપણાં ગુજરાતી બૈરાંના સ્વભાવ મુજબ કેમ બ્હેન ! કયાં જશો ? તમારૂં પિએર કયાં ? સાસરૂં કયાં ? એકલાં કેમ જાઓ છો ? સામાન કેમ નથી ? હાય ! હાય ! બા. જવાન જોધ જેવી એકલી બાઇડીથી કેમ મુસાફરી થાય ? ભાયડાના ડબામાં કોઈ સંગાથ હશે."વગેરે કટાક્ષના પ્રશ્નોથી હું અકળાઇ ગઇ. છેવટે હિમ્મત કરી મરદના ડબામાં બેઠી, ત્યાં પણ કેટલાક અટકચાળા બદમાશો મને સતાવવા લાગ્યા. તેવામાં આ સંન્યાસી કે જે તેજ ડબામાં હતો તે મારા તરફ દયા બતાવી પેલાઓને ઠપકો આપવા લાગ્યો. મને તેનાં ભગવાં લુગડાં તથા મમતાભર્યાં શબ્દોથી તેના તરફ શ્રદ્ધા થઇ. પેલા જુવાનો ઉતરી જતાં તે સંન્યાસી મારી નજીક આવી મને શાન્ત્વન દેવા લાગ્યો. વાતે વાતે મારી કથા જાણી લઇ તે બોલ્યો:—

## અભેદનો ભેદ

"બચ્ચા! આટલી બાળક અવસ્થામાં એકલાં ફરવું યા જીંદગી ગાળવી એ બહુ દુ:ખભર્યું છે. વળી પેટ કંઇ છોડી દેશે ? તું બહુ દુ:ખી થઇશ. હજી તેં દુનિયા જોઇ નથી. કેવા કેવા બદમાશ લોકો છે. તુ બહુ દુ:ખી થઇશ. ઇચ્છા હોય તો હવે સંસારત્યાગ કરી ઇશ્વર ભજનમાં જીવન ગાળી દેહનું સાર્થક કર, કારણ હિંદુ સમાજમાં તારે માટે દરવાજા બંધ થઇ ગયા છે. બચ્ચા! જરાય ચિંતા ન કરીશ. શ્રી હરિ તારૂં રક્ષણ કરશે. મારા અનેક શિષ્યો છે. તેમના વડે મારો તથા મારા શિષ્યગણનો નિર્વાહ ચાલ્યો જાય છે. ઇશ્વર કૃપાએ તેમ થોડા ઘણા પૈસા પણ મેં જમાવ્યા છે. અલબત ! સંન્યાસી અવસ્થામાં પૈસોનો સંસર્ગ ન જોઇએ. પણ આ કળિયુગના જમાનામાં સંન્યાસીને પહેલાંના જેટલું કોઇ માનતું નથી. તેથી અડચણના વખત સારૂ રાખી મૂકયા છે. મારા અવસાન પછી તે પૈસા તારે નામે બ્યાજે મૂકી આપીશ. જેથી તને હરકત નહીં આવે. આહ! શી ઇશ્વરની ગતિ છે! ભોળી બિચારી નિર્દોષ બાળાની આ દશા? સમાજ! હિંદુ સમાજ! આજથી મારાં કર્ત્તવ્યમા વળી એકનો વધારો થયો–સમાજ સુધારણા જરૂર જરૂર કરવી. બચ્ચા! તું જરાય ગભરાઇશ નહીં. મારી સાથે ચાલ. હું તને દીક્ષા આપી મંત્રોપદેશ કરીશ. તું તારા દેહનું સાર્થક કર અને આ ક્ષણભંગુર સ્વાર્થમય પ્રપંચી સંસારથી નિર્લિપ્ત બન."

કેવાં મીઠાં વાકયો! મને તેનાપર વિશ્વાસ અને શ્રદ્ધા આવી. હું કાશી જવાનો વિચાર છોડી તે સંન્યાસી સાથે તેના શિષ્ય–મંડળમાં સ્થળે સ્થળે ફરવા લાગી. હંમેશાં રાતના વાળુ કર્યા બાદ લગભગ આઠથી અગીઆર વાગ્યા સુધી તે મને તત્વજ્ઞાનનો ઉપદેશ કરતો. બ્રહ્મ સિવાય બીજું કાંઇ જ

નથી. સર્વ બ્રહ્મમય છે. મારૂં તારૂં છોડી દેવું. વાસના ન રાખવી. કશામાં ભેદભાવ ન રાખવો. બધું આપણા રૂપ છે અને આપણે જ બધા રૂપ છીએ એમ અભેદનો ઉપદેશ કરવા લાગ્યો. હંમેશાં અભેદ ભાવનો ઉપદેશ કરતાં વ્યવહાર કાર્ય યા દેહના ધર્મમાં નિર્લિપ્તપણે પ્રવર્ત્તવાનો ઉપદેશ કરતાં કરતાં આજ રાત્રે ઘણો સમય ગાળી નાંખ્યો અને એ જ ઉપદેશનાં દંભ નીચે તેણે સ્ત્રીસુલભ યૌવનના ધર્મો પાળવાનો આગ્રહ કરતાં મારો હાથ પકડયો. અણચિંતવ્યો મારા હૃદયમાં આઘાત થયો. આજ સુધીની મારી શ્રદ્ધા અને પૂજ્યભક્તિ નાશ પામી. હું ગભરાઈ, પણ ધીરજ રાખી મારી મામીએ વ્યંગમાં આપેલો છરો કે જે હું હમેશાં પાસે જ રાખતી હતી, તે હાથમાં લીધો. તેની ચકચકિત ધાર જોતાં તે જરા પાછો હઠી ગયો. એ સમય મળતા જ હું ત્યાંથી નાઠી. તે મારી પાછળ પડયો. પછી શું થયું તે તમે જાણો છો.

હવે મારે માટે શો માર્ગ છે? દંભના સાયા નીચે હજારો કુકર્મ કરનારાં-વેશ્યાને પણ શરમાવે એવાં કામ કરનારી વ્યભિચારી ચપળા પણ એ દંભ નીચે આનંદ કરે છે: મદન તથા ચુનીલાલ જેવા પણ પવિત્ર ઉગતી બાળાઓનાં સતીત્વ લુંટવા જ્યાં સમાજમાં છાતી કાઢી ફરે છે. આવા ભંડ સંન્યાસીઓ ધર્મના દંભ નીચે કાંચન અને કમિનીનો યથેચ્છ ભોગ કરે છે. સ્ત્રીઓનાં અને શિષ્યાઓનાં શિયળ લુંટે છે. શ્રદ્ધાવાનોને અધમ માર્ગે લઇ જાય છે છતાં આનંદથી માનમોટાઇ સાથે સમય ગાળે છે. સમાજના નેતાઓ આ બધું જાણવા છતાં દંભના આશ્રયથી કંઇ જ બોલી શકતા નથી. અરે! એમ પણ શા માટે? દંભ વડે જ તેમનું નેતાપણું ટકી રહ્યું છે.

ખરેખર! દુનિયામાં દંભનો જ જય છે. સત્ય તો શોધ્યુંય જડતું નથી.

બસ, ભાઇ! મેં મારી કથા કહી, હવે તમે તમારે માર્ગે જાઓ. હું મારો આ દેહ આ છરા તથા નદીને ચરણે સોંપીશ.

મેં તે બાળાને ઘણી સમજાવી શાન્ત કરી. મારી સ્ત્રી સાથે રહેવા તેને આગ્રહ કર્યો. મારે સંતાન ન હતું, મેં મારી પુત્રી જેવી ગણી તેને મારે ત્યાં રાખી. બીજે જ દિવસે સવારમાં પેલો સંન્યાસી છ પાચ ગણી ગયો.

સમાજ આવા અત્યાચારો અને નિર્દોષની હૃદયદ્રાવક દશા માટે જવાબદાર નથી? સમાજના નેતાઓ! જો તમે આ બાબતમાં કાંઇ જ ન કરી શકતા હોતો સ્વચ્છંદે ડુબી મરો, પણ દંભ અને સ્વાર્થથી તમારૂં નેતાપણું ટકાવી સમાજને અધોગતિના ઉંડાણમાં લઈ જતા અટકો. નહિ તો એક દિવસ એવો આવશે અને જરૂર જ આવશે કે જ્યારે સમાજ વિદ્રોહી બની—તમારા કાયદા કાનુનોને તોડી ફોડી નાખી— તમારા જ શીરપર તાંડવનૃત્ય કરશે.

. . .

# વિમળાનાં વિતક.

## બળીદાન ૧૨ મું :

અમાવાસ્યાની ઘોર અંધારી રાત હતી. રાત્રિના દોઢેક વાગ્યાનો સમય હતો. ગામમાં કુતરાના ભસવાના અવાજ સરખો આવતો નહતો. તે સમયે એક ઘરનો દરવાજો ધીમેથી ઉઘડયો તેવોજ પાછો બંધ થઈ ગયો. અંધકારને ભેદતો એક કાળો આકાર વિદ્યુતવેગે પણ શંકિત હૃદયે આમતેમ જોતો ગામ બ્હાર નીકળી સલિલાના ઘાટ તરફ જવા લાગ્યો. ગામના લોકોના ધનમાલની ચોકી કરવાનો આજ મારો વારો હતાં એટલે આ અંધકારમાં વિદ્યુતવેગે જતી વ્યક્તિને જોતાં હૃદયમાં શક ઉપજવાથી હું પણ એની પાછળ પાછળ ત્વરાથી ચાલ્યો. સલિલાના ઘાટ પર પહોંચતાં મને જણાયું કે તે વ્યક્તિ પૂરૂષ નહિ, પણ એક સ્રી હતી.

તે સ્રી ઘાટનાં પગથીઆં ઉતરવાને બદલે પગથીઆંની બાજુની પાળ ઉપર જઇ ઉભી. એકવાર પાછું વાળી ગામ તરફ જોઇ, ક્ષણવાર ઉભી રહી, "જયઅંબે" બોલી તેણે જળમાં કુદકો માર્યો. હું પણ પાછળ જ કુદ્યો. પાણીમાં પડતાં જ તેના વાળ મારા હાથમાં આવ્યા. તેને કિનારાપર લાવી

જરા શુદ્ધિમાં લાવી આશ્વાસન આપતાં મેં પૂછ્યું:—

"બાઈ! આમ આપઘાત કરવાનું કારણ શું? તમે ગભરાશો નહીં. જે વાત હોય તે મને સત્ય કહી દો. હું તમને મદદ કરીશ. મને તમે તમારા સહોદર જેવો ગણજો. જો જૂઠું બોલશો તો યાદ રાખજો કે હું સરકારી અમલદાર છું અને આપઘાત કરવાની કોશેષ કરવા માટે હું તમને કચેરીમાં ઉભાં કરીશ."

તે બાઈ જરા ગભરાઈ. પછી ધીમે પણ અંતરના કરૂણ રૂદનભર્યા સાદે તે બોલી;-

"તમે મને બ્હેનસમી ધારો છો તો હું આજ જીંદગીમાં પહેલી જ વખત મારૂં હૃદય તમારા આગળ ખુલ્લું કરૂં છું. મારા ભાઈ પાસે તો તે બોલાયું જ નહિ, પણ આજ મને પ્રભુએ મારો ધર્મનો ભાઈ સોંપ્યો છે, તો ભલે ભાઈ! બ્હેનની કર્મકહાણી સાંભળો.

હું મારી વાત કહું તે પહેલાં તમારા હૃદયમાં મારા આ આપઘાતથી અનેક વિચારો આવતા હશે. માટે પ્રથમ તે વિચારો—શંકાભર્યાં વિચારો—દૂર કરવાની જરૂર છે. હું પતિતા નથી કે જેથી હું આપઘાત કરૂં. હું ચોર નથી તેમ મારે હાથે કુકર્મ પણ નથી થયું કે જે ભયથી હું મરવા તૈયાર થાઉં; પણ દુનિયા જેને સમાજ કહે છે, દુનિયા જેને ધર્મ કહે છે, તેના અત્યાચારથી હું મારૂં જીવન વિસર્જન કરવા તત્પર થઈ છું. મારા જીવવાથી કોઈને લ્હાણુ નથી તેમ હાણુ પણ નથી. દુનિયાને દેખાડો કરવા સિવાય મારી ધગધગતી ચિત્તાપર હૃદયનું એક પણ અશ્રુ પાડનાર આ વિશ્વમાં કોઈ નથી. જ્યારથી મારો હૃદયવિશ્રામ આ સંસાર તજી ગયો છે



**બલીદાન ૧૨ મું.**

" રાંડલીને વળી એ વખત ખાવું શું ? ખાઈ ખાઈને શરીર જેન ચાલ્યું છે ? હવે તે કયા માટીને આ શરીર બતાવવું છે તે આટલું જતન કરો છો ? "

પાનું ૮૭

ત્યારથી મને બધાંએ તજી દીધી છે.

મારૂં નામ વિમળા. મારૂં લગ્ન એક ખાનદાન કુટુંબમાં થયું હતું. મારા પતિ વિદ્વાન તેમ જ ધાર્મિક વિચારના હતા. મને પરણ્યે ફક્ત એક જ વર્ષ થયું હશે ત્યાં તો હું વિધવા થઇ. મારા સસરાને બીજું સંતાન નહતું. મારી સાસુ તો મને ત્યારથી જ યમના દૂત જેવી જાણવા લાગી અને મને મ્હોડે પણ કહેવા લાગી કે "તેં આવતામાં જ મારા કનૈયા જેવા દીકરાનો ભોગ લીધો અને હવે અમારો લઇશ ત્યારે જ જંપીશ પણ હુંય ખરી કે તારો જ પગ આ ઘરમાંથી કાઢું." મારા સસરા કાંઇક શાન્ત અને ધર્મભીરૂ હતા પણ એ ધર્મ-ભીરૂતા કરતાં પત્નીભીરૂતા તેમનામાં વિશેષ હતી. ખુણો પુરો થતાં સુધી તો લોકલાજે મને રાખી, પણ પછી માત્ર પહેર્યાં લુગડાંભેર મને મારે પિયર કાઢી મૂકી. એક લુગડું સરખું પણ મને ન આપ્યું.

હું મારે પિયર ગઇ, પણ 'રાંડેલી દીકરી' એટલે પૂછવું જ શું? તેમાંય વળી ભાભીના હાથ નીચે રોટલો ખાવો! એટલે મારા દુઃખનો પાર જ ન હતો. ભાઇને મારાથી કશું કહેવાય નહીં. એ તો ભાભીના ગુલામ અને ભાભીનાં કેટલાંક ખાનગી કામોમાં હું આડખીલી રૂપ જણાતી એટલે મારી દશા તો ઘણી જ ખરાબ હતી. સવારના ચારે ઉઠી દળણું દળતી. પછીથી ઘરના કામે વળગતી હતી. બપોરે બે વાગે ખાવા પામતી. રાત્રે તો ખાઉં તો ખાઉં નહીં તો એકાદશી! કારણ ભાભી કહેતી કે: **"રાંડેલીને વળી બે વખત ખાવું શું? ખાઇ ખાઇને શરીર જો વાલ્યું છે? હવે તે કયા માટીને**

આ શરીર બતાવવું છે તે આટલું જતન કરો છો ?" આવા શબ્દોથી મારી ભૂખ મરી જતી-કહોને કે ભૂખને હું જ મારતી. જ્યારે કોઈ બહારનું માણસ આવે ત્યારે તો બહુ જ વ્હાલ બતાવી કહેતીઃ "જુઓને, આ અમારાં બિચારાં નાની બ્હેન ! એમના જેવાં ઘરરખ્ખુ તો ક્યાંય ન જોયાં. સવારથી સાંજ સુધી કામમાં અને કામમાંઃ જરાવાર અમારી સાથેય ન બેસે. મને તો કંઈ કામ જ ન કરવા દે. તેમાં વળી આચાર-વિચાર તો એટલા પાળે છે કે ન પૂછો વાત, રોજ એક વખત ખાય છે. સોમવાર, શનીવાર, મંગળવાર તો પડે જ નહિ, અગીયારસો તો બારે માસની કરવી. કોઇ દહાડો સારૂં તો શું, પણ ધોયેલું લુગડુંય ન પહેરવું." આવી આવી વાતો કરે અને મને ઉભીને ઉભી બાળી નાખે.

જેમ તેમ કરતાં પાચ વર્ષ ગાળ્યાં. પણ મારે સાસરેથી તો હું મરી ગઈ છું કે જીવતી છું, તેનીય કોઇએ ખબર કાઢવાની દરકાર કરી ન હતી. એક દિવસ અચાનક મારા સસરા તરફથી એક કંકોત્રી આવી. અમારા પિતરાઇમાં એક જણને ત્યાં દીકરીનું લગ્ન હતું. આટલાં વર્ષ દરમ્યાન કેટલાંય લગ્ન અને મરણ ગયાં હશે પણ ત્યાં આ અભાગણીને કોઇએ યાદ કરી ન હતી. આજ આ કંકોત્રી મળતાં કાંઈ કાંઇ વિચાર થવા લાગ્યા. હું લગ્નના બે દિવસ અગાઉ સાસરે જઇ પહોંચી.

મનુષ્ય ગમે તેટલા વિચારો કરે, ગમે તેટલું સહનશીલ બને પરન્તુ નિયતિનું ચક્ર અટકતું જ નથી. અમારા એક કુટુંબીને ત્યાં લગ્ન હોવાથી કંકોત્રીઓ લખવા મારા સસરાને બોલાવેલા, તે સમયે તે સગાએ મને પણ કંકોત્રી લખી

તેડાવવા કહેલું. પણ સસરાજીએ પરભારો જવાબ આપેલો કે તેતો આવતી જ નથી, માટે વ્યર્થ શા માટે કંકોત્રી લખવી ?" પરન્તુ તે સગો કાંઈ છોડે એવો ન હતો. તેણે કહ્યું: " ભલે ન આવે. આપણે તો લખવી જ." અંતે કંકોત્રી લખાઈ અને પાંચ વર્ષે મેં સાસરે પગ મૂકયો.

મને જોતાં જ મારી સાસુ બળી ઉઠી. પણ શું કરે ? ઘર આગળ મને પેટપુરતું ખાવાનુંય ન આપે. જે સગાને ત્યાં લગ્ન હતું તેની પત્નીને આ બાબતની ખબર પડતાં તે કામનું બહાનું કાઢી મને ઘેર લઇ જતી અને ખવડાવતી. બાકી સાંજે તો બધાની સાથે પંક્તિમાં બેસીને હું જમતી.

લગ્નનું કામ પતી ગયું અને મને પાછી પિયર વળાવવા સાસુજી તૈયાર થયાં. મારો શો ઉપાય ? હું પાછી પિયર આવી. જેટલા દિવસ હું ત્યાં રહી તે દરમ્યાન મને ખબર મળી કે મારા સસરાજી પોતાની મિલ્કત અમારા એક દૂરના પીતરાઇ- પણ હાલ દીકરો થઇ બેઠેલા—ને લખી આપવાના છે. મારે રહેવા ઘર કે ખાવા બાજરી કાંઈ જ નહીં. જાણે મને એમને ઘેર પરણાવી જ નહતી! કાંઈ સંબંધ જ નહતો! આથી હું પેટમાં ઘણી બળતી. પણ મારો ઉપાય જ નહતો. જ્યારે મારા ભાઈ ભોળાઇને આ વાતની ખબર પડી ત્યારે તેમને પણ મારા તરફ તિરસ્કાર આવ્યો. કારણ હું તો ગળ ગ્રહ (રાહુ) માથે પડેલી.

જે સગાને ત્યાં લગ્નમાં હું ગયેલ તે સગાને આ ખબર પડતાં તેણે સસરાજીને સમજાવવા માંડયા અને મને ખોરાકી પોષાકીનો બંદોબસ્ત કરી આપવા કહ્યું. પણ સાસુજીએ તો એ વાત સાંભળી જુદું જ ધતીંગ જગાવ્યું. તેમણે મારી તેમ જ

તે બિચારા નિર્દોષ સગાની આબરૂપર પાણી ફેરવવા માંડયું. અમારી નિંદા જ કરવા માંડી કે જેથી પેલો બિચારો એ વાત જ મૂકીને બેઠો.

હવે મારે નથી પિયરમાં ઠેકાણું કે નથી સાસરે. મારો પક્ષ કરી કોઈ કાંઈ બોલે છે તો તે બદનામ થાય છે. મારૂં પેટ ભરવાનો માત્ર એક જ રસ્તો છે કે "સમાજનો ત્યાગ." પણ મારા વ્હાલસોયા પતિનું મુખ યાદ આવે છે. એટલે "સમાજત્યાગ" કરતાં હું "સંસાર ત્યાગ" ઉત્તમ ગણી અહીં આવી છું. કારણ સીધે રસ્તે જીવન ગાળનાર સદાચરણી વિધવાને તમારો સમાજ દુઃખી દુઃખી કરી મૂકે છે અને દંભ તથા છળકપટમાં પુરી સ્ત્રીઓની હથેળીમાં તમારો આખો સમાજ નાચે છે."

વિધવાએ કહાણી પૂરી કરી. તેના અશ્રુપ્રવાહ સાથે મારા નેત્રમાંથી પણ સહાનુભૂતિની અશ્રુધારા વહેવા માંડી. પણ તેને માટે શું કરવું તે નિર્ણય ન કરી શકયો. ઓ સમાજના નેતાઓ! જરા કહેશો કે આવી નિરાધાર અને પવિત્ર અબળાઓ માટે તમે કયો માર્ગ ખુલ્લો રાખ્યો છે?

# કરૂણામયી

## બળીદાન ૧૩ મું

વિક્રમપૂર નિવાસી અજયકુમારના અકાળ મૃત્યુના સમાચાર મળતાં મિત્રતાના બંધનથી ખેંચાઇ હું વિક્રમપૂર ગયો હતો. ત્યારે ત્યાંથી પાછા ફરતાં તેની વૃદ્ધ માતા સુહાસિનીદેવી તથા ભગિની કરૂણામયીને આશ્વાસન આપી મારા જેવું કામકાજ જણાવવા અંતઃકરણપૂર્વક આગ્રહ કર્યો હતો. તે વાતને આજ ત્રણેક વર્ષ થઇ ગયાં છે.

નિત્યનિયમ મુજબ ટપાલના કાગળોની કાગને ડોળે રાહ જોતો, ચ્હાના પ્યાલાને ઇન્સાફ આપતો, નાનકડી ઉષાના કાલાકાલા શબ્દો સાંભળી હું આનંદમાં મસ્ત હતો ત્યાં ટપાલ-વાળાએ આવી 'માત્ર એક જ પત્ર છે' કહેતાં એક પર-બિડીયું મારા હાથમાં મૂક્યું. શિરનામું જોતાં તેના લેખક માટે અવનવા વિચારો આવવા લાગ્યા. શિરનામાના અક્ષરો કોઇ પ્રાથમિક શિક્ષા પામતા વિદ્યાર્થીના જેવા જણાતા હતા.

ક્ષણેકવાર વિચાર કરી પોસ્ટની છાપમાં '**મીદનાપુર**' એ નામ જોતાં કુતુહલ વધ્યું. પત્ર ફાડી વાંચવો શરૂ કર્યો. પત્ર બંગભાષામાં હતો. સુહાસિનીદેવીએ તે લખ્યો હતો. ભાવાર્થ નીચે મુજબ હતોઃ—

# સમાજની વેદીપર

'અજયસમ વ્હાલા પુત્ર !

અમે કુશળ છીએ. ઇશ્વરકૃપાએ કોઇ પણ રીતનું દુઃખ નથી. પરંતુ બ્હેન કરૂણામયીના સંબંધમાં હું ઘણી મુઝાઇ છું. તમારી સલાહની ખાસ જરૂર છે. આજસુધી તમને તસ્દી આપી નથી. પણ ન છુટકે આજ લખું છું. આ પત્ર મળતાં આ વૃદ્ધ માતાની મુઝવણ દૂર કરવા જરૂર આવો. વિશેષ રૂબરૂમાં.

તમારી માતાતુલ્ય

સુહાસિનીદેવીના શુભાશીર્વાદ,

પત્ર વાંચી અજયની પ્રતિમા દૃષ્ટિ સન્મુખ તરવા લાગી. વૃદ્ધ સુહાસિનીદેવીનો મારાપરનો પ્રેમ અને અચળ વિશ્વાસ યાદ આવ્યાં. અજય અને હું લખનૌમાં સાથે ભણતા હતા, ત્યાંથી અમારે મિત્રતા થયેલી. કાંઇ પણ વિચાર કરવાની જરૂર ન જણાતાં રેલ્વે ટાઇમટેબલ જોઇ તે જ દિવસે મેલમાં મીદનાપુર રવાના થયો. અને સુહાસિનીદેવીના મકાનપર જઇ પહોંચ્યો. આ વખતે સમય દશ વાગ્યાને આશરે હતો.

એક નાના મકાનમાં સુહાસિનીદેવી રહેતાં હતાં. ઘરમાં ત્રણેક ઓરડા તથા રસોડું અને ન્હાવાની ઓરડી ( બાથરૂમ ) મળી પાંચ ખંડ હતા. આગળના દિવાનખાનામાં જ સુહાસિનીદેવી બેઠાં હતાં. દિવાનખાનું ભરત ગુંથણના રંગબેરંગી રૂમાલ, પડદા, ટેબલક્લોથ આદિથી શોભતું હતું. સર્વ ચીજ વ્યવસ્થિત રીતે ગોઠવેલી હતી. પરન્તુ સુહાસિનીદેવીના મુખ તરફ જોતાં તેના હૃદયની અવ્યવસ્થિત સ્થિતિ સ્પષ્ટ જણાઇ આવતી હતી. તે પવિત્ર વૃદ્ધાને પ્રણામ કરતાં જ તે બોલી ઉઠયાં:—

## કરૂણામયી

'આવી પહોંચ્યા ? બેસો ભાઇ ! બેસો. સૌ સારાં છે ને ?'

'હા, સૌ સારાં છે. પણ તમારૂં મોઢું કેમ— ......?'

મને અધવચ અટકાવી તે બોલ્યાં:—'બધું કહુંછું. જરા આરામ લ્યો.'

આરામ લેવાનું કહ્યું તો ખરૂં, પણ વૃદ્ધા વધુ વખત પોતાના હૃદયને સંભાળી ન શક્યાં. ક્ષણમાં જ તેમણે શરૂ કર્યું:

'ભાઇ ! તમે જાણો છો કે કરૂણામયીને હરેશપૂરના જમીનદારના પુત્ર વિધાનરાય સાથે પરણાવી છે. અજયના અકાળ મૃત્યુ પહેલાં ત્રણ— '

સુહાસિનીદેવી આગળ બોલે .તે પહેલાં એક યુવક તે ઓરડામાં દાખલ થયો. પહેરવેશ ઉત્તમ શ્રીમંત જેવો હતો. તેનો ચ્હેરો ઉદાસ રડમસ હતો. તે આવી સુહાસિનીને પગે પડયો. સુહાસિની આતુરતાથી બોલી ઉઠી:—

'કેમ બાબાજી ! શું કર્યું ?'

યુવક કાંઈ પણ જવાબ ન દેતાં સીધો ઘરમાંથી બહાર ચાલ્યો ગયો. તત્ક્ષણ જ એક વિધવા યુવતી ત્યાં આવી. તેનો વર્ણ કાંઈ શામોજ્વળ હતો. સૌંદર્ય તથા યુવાની જળહળી રહી હતી. તેના ચ્હેરાપર ગંભીરતા સાથે દ્રઢતા છવાઇ રહી હતી, તેને જોતાં જ સુહાસિની આર્ત્તસ્વરે બોલી ઉઠી:

'આ શું ? કરૂણામયી ! આ શું કર્યું ?'

'આટલા દિવસ મન જ જાણતું હતું: હવે દુનિયા જાણશે. ખોટો દંભ શા માટે ? હવે મારે એની સાથે શો સંબંધ છે ?' તે યુવતી બોલી.

સુહાસિનીની આંખમાંથી અશ્રુ ચાલ્યાં જતાં હતાં. કરૂણામયીની આંખો શુષ્ક પણ અગ્નિસ્ફુલિંગ માફક ચળકતી હતી.

તેના ચ્હેરાની દર્દના તેના અવાજમાં પણ પ્રત્યક્ષ થતી હતી. ‘ આ યુવક કોણ ? કરૂણામયીએ શું કર્યું હતું ? વૃદ્ધા શા માટે રડતી હતી ? મને શા માટે બોલાવ્યો હતો ?’ વગેરે પ્રશ્નો મારા હૃદયમાં ઉપરાઉપરી ગુંચાવા લાગ્યા. હું દિગ્મૂઢની માફક ક્ષણવાર બેસી રહ્યો. આખરે કરૂણામયી મારા તરફ ફરી બોલી:

‘ મોટા ભાઇ ! ઉઠો, સ્નાનાદિથી પરવારો. રસોઇ થઈ જવા આવી છે. જમ્યા પછી નિરાંતે વાતો કરજો. ’

કળ સંચારિત પુતળા પેઠે હું તેના કથનને આધીન થયો. ભોજનાદિથી પરવારી દિવાનખાનામાં આવી આરામખુરશીપર આડો પડયો. ક્ષણમાં જ સુહાસિની તથા કરૂણામયી ત્યાં આવ્યાં. કરૂણામયીને જોતાં જ હું આશ્ચર્ય પામ્યો. ગેરૂવા વસ્ત્રમાં સજ્જ થયેલી જાણે પવિત્ર, નિર્મળ, પ્રતિભાસંપન્ન સાક્ષાત્ દેવી અન્નપૂર્ણા.

ક્ષણ પછી મેં વૃદ્ધાને મને બોલાવવાનું કારણ પુછતાં તેમણે કહેવા માંડયું:—

‘ ભાઈ ! જે કાર્ય માટે મેં તમને તસ્દી આપી હતી તે તો પૂર્ણ થઇ ગયું, હવે કાંઇ જ કરવાનું નથી. તમે સુખેથી જઇ શકો છો. ’

હું તો સ્તબ્ધ જ બની ગયો, આ બધો શો ગોટાળો હતો તે ન સમજ્યો. મારા મનની સ્થિતિ કળી જઈ વૃદ્ધા બોલ્યાં:—

‘ સંયોગો એવા છે કે અમારા વર્ત્તનથી તમને જરૂર આશ્ચર્ય થાય. પણ જ્યારે તમે બધી હકીકત સાંભળશો ત્યારે જ સત્ય હકીકત સમજી શકશો. શાન્ત ચિત્તે સાંભળો. ’

વૃદ્ધાએ આગળ કહેવા માંડયું:

# કરૂણામયી

વિધાનરાય સાથે કરૂણનું જ્યારે લગ્ન કર્યું ત્યારે અમારા બંગ દેશના રિવાજ મુજબ વરપણના રૂપીઆ તથા દરદાગીના આપવામાં જ અમે પાયમાલ થઇ ગયાં હતાં. કરૂણના પિતા તરત જ સ્વર્ગગામી થયા અને અજયના ઉપર અમારા ભરણ-પોષણનો ભાર રહ્યો. પરન્તુ અજયના સ્વર્ગવાસ પછી અમારી સ્થિતિ ઘણી જ કઢંગી થઇ પડી.

પ્રથમ તો કરૂણના ઉપર તેની સાસુનું ઝાઝું હેત હતું. પરંતુ પાછળથી અમારી સ્થિતિ નરમ થતાં તેને કરૂણ કાળી અને કદરૂપી જણાઇ. તેણે તેનાપર અત્યાચાર કરવા શરૂ કર્યો છતાં અમને તે બાબતની ખબર ન પડી. તે અરસામાં અજય અમને તજી ગયો. હું મારા ભાઈ નિરદકુમારને આશ્રયે રહી : હવે તો વેવાણનો અત્યાચાર ઘણો જ વધ્યો. તેમનાં પાડા-પાડોશી તરફથી અમને વારંવાર પત્રો આવવા લાગ્યા. તેના ભાવાર્થમાં એ જ કે 'તમારી કરૂણ થોડા દિવસની મહેમાન છે, માર ખાઇખાઇને તેનાં હાડકાં હવે ચાલતાં નથી. જો પુત્રી-હત્યાના પાતકમાંથી બચવું હોય તો ગમે તે રીતે તેને અહીંથી લઈ જાઓ.' અનેક કાગળો આ પ્રકારના મળતાં મારો ભાઇ નિરદકુમાર તેડવા ગયો. પરન્તુ કરૂણની સાસુએ તેને ન મોકલી, તેમ કરૂણ પણ આવવા તૈયાર ન હતી. તેનું શરીર છેક હાડપિંજરવત્ થઈ ગયું હતું. એમ કેટલાય મહિના ચાલ્યા ગયા. છેવટ ફરી પાછા કાગળો આવવા લાગ્યા. આ વખત હું જાતે ગઇ, પરંતુ બે દિવસ સુધી મને મારી દીકરી કે જમાઈનું મોઢું જ જોવા ન મળ્યું. વેવાઇના ઘરમાં બીજી બેએક વિધવાઓ રહેતી હતી. તે તથા તેના ઘરના નોકરો મારા તરફ અત્યંત દયાભરી દૃષ્ટિએ જોતાં. કરૂણના સમાચાર હું તેમને

પૂછતી પરંતુ તેઓ કાંઇપણ પ્રત્યુત્તર આપી શકતાં નહીં. વેવાણની ધાક જબરી હતી. વેવાણે છેવટ કહ્યું કે: કરૂણ જમાઇ સાથે બહારગામ ગઈ છે, પરંતુ મને તે સાચું લાગ્યું નહીં. બીજે દિવસે રાત્રે તેના ઘરની એક દાસીએ મને એક ઓરડા તરફ ઇશારત કરી. ઘરના પાછલા ભાગમાં આવેલા તે ઓરડા તરફ ધીમે પગલે છૂપાતી છૂપાતી હું ગઇ. મારી કરૂણનો અવાજ મારે કાને પડયો.

'મને એક પળવાર તો મારી બાને મળવા દો. હું હવે થોડા દિવસની મહેમાન છું, મારા ઉપર શા માટે આવો જુલમ કરો છો?' કરૂણનો અવાજ આવ્યો.

'ચૂપ કર, ઢોંગ કરીને પડી રહેવું છે અને બીજાને જુલમ-ગાર ગણાવવાં છે ખરૂં ને? જો કંઈ બોલી તો આંખ્યો જ ફોડી નાખીશ, કયાંથી કોણ જાણે રાંડ કુભારજા મારા ઘરમાં આવી છે.' વેવાણનો અવાજ આવ્યો.

મારૂં હૃદય શાન્ત ન રહ્યું. હું ઓરડાના દરવાજાને ધક્કો મારી અંદર ગઇ, મને અંદર આવતી જોતાં જ વેવાણ મોઢું ચઢાવી બહાર ચાલી ગઇ. કરૂણની દશા જોઇ મેં એકદમ છૂટું મૂકી દીધું. તેના શરીરપર માર તથા ડામનાં ચકામાં પડયાં હતાં. ચામડી ઘણી જગ્યાએથી ઉતરડાઇ ગઈ હતી, શરીરમાં માંસ કે લોહી નહતું. આંખો ઉંડી ઉતરી ગઈ હતી. ડોળા જ માત્ર તગતગતા હતા. તે રાત હું તેની પાસે સુઈ રહી. સવારમાં જ વેવાણે આવીને કહ્યું કે: ગાડી તૈયાર છે, તમારી દીકરીને લઇને સીધાવો! મારે એટલું જ જોઈતું હતું. કરૂણને મારી સાથે આવવા મેં કહ્યું. તે ના કહી રડી પડી. તે બોલી:

'બા, મને ઘેર લઈ જઇ સુખી નહીં કરી શકો, હું અહીં છું

ત્યાં સુધી સારૂં છે. હું એક વખત આ ઘર છોડીશ તો ફરી આ ઘરમાં પગ નહીં મૂકાય. મારે જીવતે ધણીયે રંડાપો ભોગવવો પડશે.'

આડોશી પાડોશી તરફથી મને ઘણી વાતો મળી હતી, તે તે બધાનો મુખ્ય મુદ્દો એટલો જ હતો કે વેવાણ પોતાના દીકરાને બીજી વખત પરણાવી રૂપાળી કન્યા સાથે દશ બાર હજારનો દલ્લો લાવવા ઇચ્છતાં હતાં. શોક્ય ઉપર કદાચ કોઇ ન આપે માટે જ મારી દીકરીપર જુલમ કરી તેને મારી નાખવા ઇચ્છતાં હતાં, મૃત્યુને અને કરૂણને ઝાઝું છેટું ન હતું.

હું કરૂણને ઘણી સમજાવવા લાગી, પણ તેણે ન માન્યું. છેવટ હું ગાડીમાં બેઠી, પણ એટલામાં તો વેવાણના હુકમથી તેની બે નોકરડીઓ કરૂણને ઉંચકી—જેમ પોટલું પછડવું મૂકે તેમ ગાડીમાં નાખી ગઇ તથા તેની પેટી મૂકી ગઈ. એટલામાં વેવાણે આવી પેટીમાંથી દાગીના કાઢી આપવા કહ્યું. કરૂણ પાસેથી ચાવી લઇ મેં દાગીના કાઢી આપ્યા. હું કરૂણને લઈ ઘેર આવી.

એકાદ મહિનો જતાં કરૂણનું શરીર કાંઇક સુધર્યું, એટલામાં તો એના સસરા આવ્યા અને કરૂણના હાથમાં અમારા બંગાળી રિવાજ મુજબ લોઢાના શાંખા (બંગડી) હતાં, જે અમારા સૌભાગ્યનું ચિન્હ ગણાય છે, તે માગ્યાં. કરૂણે તે આપવા ના પાડી. મેં કરૂણને આપેલા લગભગ બે હજારના દાગીના તેને સાસરે હતા. કરૂણે શાંખાના બદલામાં તે દાગીના ઉપરથી પોતાનો હક છોડી દીધો. પરન્તુ તેના સસરાએ માન્યું નહિ. કઈ સધવા સ્ત્રી પતિ જીવિત છતાં હાથમાંથી શાંખા કાઢી આપે ? વેવાઇ હઠ કરીને બેઠા, મારા ભાઇએ

છેવટે કરૂણને કહ્યું:–' જ્યારે તારા સસરા જ તારૂં સૌભાગ્ય-ચિન્હ છીનવી લેવા આવ્યા છે ત્યારે શા માટે નથી આપતી ? તેઓ તને પોતાના પુત્રની વધૂ તરીકે સ્વીકારતા જ નથી બ્હેન ! તેં તારૂં બનતું બધું કર્યું, હવે શું કરીશ ?

નિરદના શબ્દો સાંભળી કરૂણે રૂદન બંધ કર્યું અને હાથમાંથી શાંખા કાઢી આપ્યા. અમારો અને વેવાઇનો સબંધ તૂટયો. ગામમાં લોકોની વાતોનો તો પાર જ ન હતો. છેવટ અમે કાશી ગયાં, કરૂણ ત્યાં શાળામાં દાખલ થઇ અને તેને તરત જ ત્યાં નોકરી મળી. અમે મા–દીકરી સુખે જીવન ગાળવા લાગ્યાં.

ત્યાં પણ પાછી ગ્રહદશા નડી, હમેશના નિયમ મુજબ કરૂણ ગંગાસ્નાન કરવા ગઈ હતી. ત્યાં એક વૃદ્ધ વિધવાને ડુબતી તેણે જોઈ. તરત જ તે તેને બચાવી બહાર લાવી. વિધવા પગથીઆ ઉપરથી ખસી પડતાં તેનું માથું ફુટી ગયું હતું, તે સાથે જ તે પાણીમાં તણાતી હતી. વિધવાને શુદ્ધિમાં આવતાં તે પોતાને મુકામે લઈ જવા કરૂણને કરગરવા લાગી. કરૂણ તેણે બતાવેલ ઠેકાણે લઈ ગઇ. કરૂણના ઉપર તેને અત્યન્ત સ્નેહ થયો અને તેણે કરૂણ પોતાની પાસે રહે તો જ દવાદારૂ કરવા દેવાની હઠ લીધી. આ વિધવા સાથે માત્ર એક જ નોકરડી હતી. પરોપકાર જ કરૂણનું વ્રત હતું, તે થોડા દિવસ તો શાળામાંથી રજા લઇને તેની સારવારમાં રહી. પણ તેને આરામ થતાં તેણે ત્યાં જવાનુ છોડી દીધું. આ વિધવાને બચાવી ત્યારે કરૂણ તેને ઓળખતી ન હતી, પરંતુ પાછળથી તેને ખબર પડી કે તે વૃદ્ધા તેની સાસુ જ હતી, આથી માત્ર તેને આરામ થતાં સુધી જ તે ત્યાં રહી.

તેના ચાલ્યા આવ્યા પછી વિધાનરાય તથા તેની નવી સ્ત્રી વૃદ્ધાને જોવા આવ્યાં, પણ આ બીજા લગ્ન પછી વૃદ્ધાને વહુ સાથે બનતું ન હતું. તે દરમ્યાન વેવાઈ પણ પરલોક સીધાવ્યા હતા. તેથી વૃદ્ધ વેવાણે કાશીવાસ સ્વીકાર્યો હતો. નવી વહુના હાથનું ખાવાનું વૃદ્ધાએ બંધ કર્યું અને કરૂણ ખવડાવે તો જ ખાવું એવી હઠ લીધી. કરૂણને તેડવા નોકર આવ્યો, છતાં કરૂણ ન ગઈ. છેવટ વૃદ્ધા જાતે આવી, કેટલુંય રડી. પોતાની બધી મિલ્કત કરૂણને આપવા કહ્યું, પણ કરૂણ એકની બે ન થઇ. જતાં જતાં વૃદ્ધા મારા કાનમાં કહી ગઇ કે ' વિધાન પણ હવે પસ્તાય છે, તમે કરૂણને સમજાવો. હું વિધાનને કાલે તેડવા મોકલીશ, મારા ઘરની લક્ષ્મીને મારે ત્યાં તમે મોકલજો. '

વૃદ્ધા જતાં જતાં કેટલાક દાગીના મને આપતી ગઇ હતી કે કરૂણ તેનો સ્વીકાર કરે, પણ કરૂણનું હૃદય જ પથ્થર જેવું થઇ ગયું હતું. મેં ઘણું સમજાવી પણ ન તો તેણે દાગીના લીધા કે ન ત્યાં ગઈ, આખરે મેં તમને તાર કર્યો કે શું કરવું તે તમે આવી કાંઈક રસ્તો કાઢો. પણ '—સુહાસિનીએ બોલતાં બોલતાં દીર્ઘ નિશ્વાસ નાખ્યો. ' હવે શું બાકી રહ્યું ? વિધાનરાય આજ તેડવા આવ્યા પણ તમે જોયું તેમ પાછા ગયા. '

' બ્હેન કરૂણ ! તમે શો જવાબ આપ્યો ? ' મેં મૃદુ સ્વરે પૂછ્યું.

' જવાબ ? ' નયનમાંથી અગ્નિ ઝરતો હોય તેવી રક્ત ચમકતી આંખે કરૂણ બોલી: ' મારે શો જવાબ આપવાનો હોય ? મેં તો સાફ જ કહી દીધું કે જ્યારથી આ હાથ-

માંથી શાંખા કાઢી લીધા છે ત્યારથી જ કરૂણુ તો રંડાઇ છે, હવે તે કોનો સંસાર ચલાવી શકે ? વખતે માથે કેશ રાખ્યા હતા તેથી એમ માનતા હો કે હજી મારો પતિ જીવિત છે, તો લ્યો તમારા સામે જ માથું મુંડી નાખું. એમ કહી એમના સામે જ મારા વાળ મારે હાથે ઉતારી નાખ્યા, અને એ ચાલ્યા ગયા. '

કરૂણુના મુખમાંથી આ વચન સાંભળી હું તો અવાક્ જ બની રહ્યો. વિસ્મય નેત્ર તેના તરફ બાઘાની માફક જોઇ રહ્યો, મારી સ્થિતિ જોઇ તે બોલીઃ—

' તમને આશ્ચર્ય થાય છે ? આશ્ચર્ય પામવા જેવી કંઇ જ બીના નથી. સાંભળો, બબ્બે દિવસને અંતરે સુકા રોટલાનો એક ટુકડો ખાઇને, દાસ દાસી છતાં આખા ઘરનું વૈતરૂં કરીને, ચાકરથી પણુ હલકી સ્થિતિ ભોગવવા છતાં-વખતો વખત નેતરની સોટીઓના માર અને તાવેથાના ડહામ સહેવા છતાંય–કોઇક વખતે પણુ પતિનાં દર્શન થશે એ આશાએ હું દુઃખ સહન કરી પડી રહી હતી. માત્ર દર્શનની જ આશાએ, સંસારની આશા તો રાખી જ ન હતી. તેમાં પણુ છાતી ઉપર ચઢી બેસી મારી નાખવાની તૈયારીઓ થઇ, તે પણુ સહન કરી. મારી બા તેડવા આવી. એ વાત તો તમે સાંભળી છતાં હું ત્યાં જ રહેવા આતુર હતી કે કોઇ દિવસ પણુ મારૂં નસીબ ફરશે. છતાં ચાકરો મારફત મને ટીંગાટોળી કરી ગાડીમાં નાખી રવાના કરી દીધી. મારા દાગીના–પિયરના પણુ–લઇ લીધા અને જેમ મારી પાસે કરોડો રૂપિયા રહી ગયા હોય તેમ મારા હાથમાંના લોખંડના શાંખા–કે જેને હું મારા પતિના ચિન્હ તરીકે મારી જીંદગીના ભોગે રાખવા

માગતી હતી–સૌભાગ્યવતી ગણાવાની આશા રાખતી હતી–તે મારા સૌભાગ્યનું ચિન્હ, મારે પિયર આવીને મારા છાતીફાટ રૂદન વચ્ચે કઢાવી લીધું, ત્યારથી જ હું વિધવા થઈ. હવે હું કોને ઘેર જાઉં ? પતિ યા શ્વસુર પત્નીના સૌભાગ્ય ચિન્હનો નાશ કરે યા ચુડો ભાંગે તો તે વિધવા જ થઈ કે કાંઈ બાકી રહ્યું ? '

કરૂણના આ શબ્દો સાંભળી મારૂં હૈયું ભરાઇ આવ્યું. અરેરે ! કેવો ક્રૂર સમાજ ! કેટલી નિર્દયતા ! સમાજ આવા નિર્દય કુટુંબોને પોષે અને આવી અનાથ નિર્દોષ બાલિકાઓને ખુંદી નાખે !

અમે વાત કરતાં હતાં એટલામાં એક માણસે આવી કરૂણામયીના હાથમાં એક મોટું પરબિડીયું મૂકયું. કરૂણે તે વાંચી મારા તરફ ફેંકયું. મેં તે વાંચવા માંડયું, વિધાનરાયે પોતાની તથા પોતાની માતાની તમામ દોલત કરૂણના નામ પર કર્યાનું વકીલ મારફત લખાવ્યું હતું. સાથે એક કાગળ પોતે લખ્યો હતો .તેમાં લખ્યું હતું કે ' વિધાન મરી ગયો તેની ઉત્તરાધિકારીણી તરીકેનું આ વીલ મારા જીવતાં ન સ્વીકાર્યું તે મને મરેલો ધારીને જરૂર સ્વીકારજો. '

મેં કાગળ પરબિડીઆમાં મૂકી ટેબલ પર મૂકયો અને કરૂણ તરફ સૂચિત દૃષ્ટિ કરી. કરૂણ ફિકકું હસી અને બોલી: ' બા, તમે તૈયારી કરો, આપણે આજે જ હરિદ્વાર યા જગન્નાથ જઇએ. હવે કાશીમાં રહેવું નથી. ' આમ બોલતાં બોલતાં તે ટેબલ પાસે આવી અને રમત કરતી હોય તેમ ટેબલ પરથી દીવાસળીની પેટી લઇ સળગાવી. જોતજોતામાં

પેલું પરબિડીયું લઇ સળગાવી દીધું અને તેમ કરતાં હસતી હસતી બોલી: ' જા, તું પણ તારા માલિક પાસે. '

વાંચક ! એક પતિપ્રાણા-નિર્દોષ બાલિકાના કોમળ હૃદયને આટલું કઠોર, શુષ્ક, પાષાણવત્ બનાવી દેનારા આ અધમ સમાજની શુદ્ધિ ઠેકાણે લાવવા તારી પાસે કોઈ ઉપાય છે ?

# કુમુદિની.

## બળીદાન ૧૪ મું:

દશ વાગે જમીને ઓફિસમાં જવાની તૈયારી કરતો હતો ત્યાં ટેલીફોનની ઘંટડીનો ટનનનનનનન ટન ટન કરતો અવાજ આવ્યો. માથાપર ટોપી મૂકતાં મૂકતાં રિસીવર લઈ વાત કરવા માંડી. ટેલીફોન કરનાર અમારા ઓફિસર મી. સ્મીથ સાહેબ હતા. ચૌરંગી પાસેની મસ્જીદ આગળ કાંઇક ધાંધલ થયું હતું. પોલિસની ટુકડી રવાના થઇ ચૂકી હતી અને મારે સીધું ત્યાં જઇને ટુકડીનો ચાર્જ લઇ ટોળાંને વિખેરી ધાંધલ શમાવી તે બાબતનો ખરો રિપોર્ટ સાહેબને કરવાનો હતો. મોટરસાઇકલ લઇ તરત જ હું ત્યાં પહોંચ્યો. ધીમે ધીમે ટોળાંને વીખેરી નાખ્યું પરન્તુ, મસ્જીદના મુખ્ય દરવાજા આગળ વીશેક હિંદુઓનું ટોળું હાથમાં લાઠીઓ લઈ ઉભું હતું અને દરવાજાની અંદર તે જ રીતે સજ્જ થયેલા પચાસેક મુસલમાનો હતા. અંદર હિન્દુનો પોષાક પહેરેલી અઢારેક વર્ષની યુવતી પણ હતી. હિંદુઓને મસ્જીદમાં જોઈ મને અત્યંતાશ્ચર્ય થયું. હિંદુ ટોળાંને વિખરાઇ જવાનું કહેતાં 'આ હિંદુ સ્ત્રીને જબરદસ્તીથી મુસલમાન બનાવે અને અમે ચાલ્યા જઇએ એ

બને જ નહીં. અમે અમારો જાન આપીશું.' એવો જવાબ મળ્યો. આ તરફ મુસલમાનો કહેવા લાગ્યા કે 'કોઈ રાજી-ખુશીથી ઇસ્લામ સ્વીકારે તો તેમાં એ લોકો શા માટે હરકત કરે? અમે એમને આજ બરાબર શિક્ષા કરીશું.'

મારું કામ તો શાન્તિ સ્થાપવાનું હતું. બન્ને ટોળાં મક્કમ હતાં. બહાર હિંદુના ટોળાંમાં વધારો થતો જતો હતો. ઉત્તેજના વધતી હતી. છેવટ વચલો રસ્તો કાઢવાના ઇરાદાથી મેં કહ્યું:-

'ન તો મુસલમાનો આજ એ બાઇને મુસલમાન બનાવી શકશે, તેમ ન તો હિંદુઓ તેને અહીંથી લઇ જઇ શકશે. એ બાઇને આજ પોલિસના હવાલામાં રાખવામાં આવશે અને કાલે જે તે નિકાલ થશે. જો તમે સમજી જઈ મારી આ સલાહ નહીં માનો તો મારે કાયદાનો ઉપયોગ કરવો પડશે.'

બન્ને ટોળાંએ થોડીવાર વિચાર કરી મારું કહેવું કબુલ રાખ્યું. મેં તે બાઇને મારી સાથે આવવા કહ્યું; તે બાઈ કાંઈક ગુસ્સાભરી નજરે મારા તરફ જોતી બોલી: 'હિંદુઓને માટે આટલું બાકી હતું તે તમે આજ એક નિરાધાર યુવાન બાળાને પોલિસના કબજામાં રાતવાસો રાખી પૂરું કરશો, ખરુંને?'

તે બાઇનું વાર્મિક કહેવું હું સમજ્યો. મેં તેને ધીરજ આપતાં જવાબ આપ્યો: 'એવું ન સમજશો. હું તમને મારાં બ્હેન જેવાં ગણું છું; તમારી ઇજ્જત માટે મારો પ્રાણ આપીશ; સાહેબની રજા લઈ આજનો દિવસ અને રાત તમને મારી સ્ત્રીની પાસે રાખીશ. તમે ન ડરો; કાલે જેમ તમારી મરજી હશે તેમ થશે.'

# કુમુદિની

મારું કહેવું માની તે મારી સાથે ઓફિસમાં આવવા તૈયાર થઈ. લોકોના ટોળાંને વિખરાઇ જવાનું કહી હું મોટર સાઇકલની સાઇડકારમાં તે બાઇને બેસાડી ઓફિસમાં આવ્યો; હિંદુ તથા મુસલમાન ટોળાંના અગ્રણીઓનાં નામ મેં પ્રથમ જ લઈ લીધાં હતાં. તે સાહેબને આપતાં ત્યાંની બધી બીના વર્ણવી, તથા જણાવ્યું કે કાલે આ બન્ને પક્ષના પ્રતિનિધિઓને ઓફિસમાં બોલાવી તેમના રૂબરૂ આ બાઈની પોતાની શી ઇચ્છા છે તે પૂછી તે પ્રમાણે નિકાલ કરવો અને જો કોઇ પણ પક્ષ જબરાઈ કરવા જાય તો કાયદાનો અમલ કરવો. સાહેબને આ વાત ગમી, અને તે બાઇને લઇ હું મારે ઘેર ગયો.

તે દિવસ તથા રાત તો તે બાઇ મારી સ્ત્રી પાસે રહી. બીજે દિને બન્ને પક્ષના ત્રણ ત્રણ પ્રતિનિધિઓ ઓફિસમાં હાજર થયા. હું પણ તે બાઇને લઇને ગયો; પછી અમારા સાહેબના હુકમથી મેં તે બાઇને જે જે સવાલ પૂછ્યા તેના જવાબમાં તેણે કહેવા માંડ્યું:

'સાહેબ! હું મારી રાજી ખુશીથી ઇસ્લામ નથી સ્વીકારતી, પરન્તુ મારા ઉપર એવી જબરદસ્તી કરવામાં આવી છે કે મારે ન છૂટકે તે સ્વીકારવો પડે છે. તે જબરદસ્તી મુસલમાનો તરફથી નથી પરંતુ હિન્દુસમાજ તરફથી છે. હજીપણ હિન્દુસમાજ મારાપર જબરદસ્તી કરવાને બદલે મને મદદ કરે તો હું ઇસ્લામ ન સ્વીકારૂં. મારી બધી વાત સાંભળશો ત્યારે મારૂં કહેવું કેટલું સાચું છે તે આપને સમજાશે.

મારૂં નામ કુમુદિની; મારા બાપ ક્યારે મરી ગયા તે મને યાદેય નથી; મારી માએ મને ઉછેરેલી. મને બાર વર્ષ થયાં ત્યારે મારા લગ્ન માટે મારી માને બહુ જ ચિંતા થવા

લાગી. અમારા નજીકના તેમ જ દૂરના સગાવ્હાલાને તેણે વિનવવા માંડયા કે મારે માટે સારૂં ઠેકાણું શોધી કાઢે. આમ એક વર્ષ વિતી ગયું, મને તેર વર્ષ પૂરાં થયાં અને ચૌદમું બેઠું. તે અરસામાં મદનલાલ, અમારો કોઈ દૂરનો સગો અમારે ત્યાં આવ્યો, અને વિજયપુરમાં એક સારો કમાતો અને કેળવાયલો વર હોવાની તેણે વાત કરી; તેની સલાહ મુજબ મારી મા મને લઇને તેની સાથે વિજયપુર આવી. અમને એક મકાનમાં ઉતારો આપ્યો; અને બપોરે મદનલાલની સાથે સાકરલાલ કરીને બીજો એક યુવક અમને મળવા આવ્યો. મદનલાલે તેને વર તરીકે ઓળખાવ્યો. તેણે મારી માને બસોએક રૂપીઆના દાગીના મારા માટે આપ્યા અને બીજે દિવસે વિવેશાળ નક્કી કરવાનું કહ્યું.

તે દિવસે રાત્રે આઠ વાગે મદનલાલે મારી માને કહ્યું કે આજે અમે તથા સાકરલાલ બાયોસ્કોપ જોવા જવાના છીએ. મારી માએ સંમતિ દર્શાવી અને મદનલાલ મને ટેકસીમાં બેસાડી એક મોટા મકાનમાં લઇ ગયો. મને તેણે જણાવ્યું કે સાકરલાલ એ મકાનમાં આવનાર છે. તે આવશે એટલે આપણે જઇશું. કારણ આપણી સાથે તેને ઘેરથી આવતાં તે શરમાય છે. હું કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તે મકાનમાં ગઇ. ત્યાં એક સ્ત્રી સજ્જ થઇને ઉભી હતી. તેને મદનલાલે સાકરલાલના સમાચાર પૂછતાં તેણે જણાવ્યું કેઃ 'હમણાં આવતા હશે.' મને ત્યાં એક ઓરડામાં બેસાડી, મદનલાલ બહાર ગયો. એટલામાં સાકરલાલ મારાવાળા ઓરડામાં આવ્યો. થોડી આડીઅવળી વાતચીત કર્યા પછી તેણે ઓરડાનું બારણું બંધ કરી મારાપર બળાત્કાર કર્યો. એટલું જ

નહિ પરન્તુ મદનલાલે પણ પોતાનો હવસ પૂરો કરવામાં આનાકાની કરી નહીં. આખી રાત મને તે મકાનમાં રાખી અને સવારમાં મારા પોતાના દાગીના, જે મેં પહેર્યા હતા તે તથા સાકરલાલે આપેલા દાગીના પણ જે પહેર્યા હતા તે બધા તેમણે ઉતારી લીધા અને ટેકસીમાં બેસાડી મારી મા વાળા મકાન પાસે મને લઈ જઈ ઉતારી મૂકી રવાના થઇ ગયા.

મેં રડતાં રડતાં મારી માને બધી વાત કરી. તેણે તરત જ પોલિસને ખબર આપી. તે બન્ને જણને પકડયા. કેસ ચાલ્યો. મારી ડાક્ટરી તપાસની વાત આવી ને હું કંપી ઉઠી. મેં તપાસની ના પાડી. પેલા બે જણે જણાવ્યું કે દાગીના સંબંધમાં વાંધો પડવાથી આ ખોટો કેસ ઉભો કર્યો હતો. છેવટે કેસ નીકળી ગયો અને એ બન્ને બદમાસો કાયદાની બારીકી-માંથી છટકી ગયા. પણ મારી બુરી દશા થઇ પડી. મારા લગ્નની બધી વાત બંધ પડી. મારૂં નામ પડતાં જ લોકો મ્હોં મરોડવા લાગ્યા. જો કે કેસ નીકળી જવાથી મારા પર બળાત્કાર થયો ન'હતો એમ મારી મા કહેતી, પણ લોકો તે માનતા જ નહિ. 'તે તો ક્ષતયોનિ સાથે વિવાહ કોણ કરે?' આમ કરતાં બે વર્ષ વિતી ગયાં. મારી માના દુઃખનો પાર ન હતો. સમાજે અમને બહિષ્કૃત કર્યાં હતાં. મારૂં લગ્ન તો થાય જ શાનું? મારી મા આ બળતરામાં મરણ પામી. હું એકલી પડી. ખાવું શું? પહેરવું શું? ઘણી ચિંતા થઇ પડી. કોઇને ત્યાં નોકરી કરવા તૈયાર થાઉં તો મને નોકરીમાં રાખવા તથા સારો પગાર આપવા ઘણાય તૈયાર થતા. પણ તે મારી ઉપરની દયા કરતાં મારા રૂપની મોહકતાને લીધે જ. એક-

એની પાસે નોકરી પણ કરી, છતાં તેમની ઈચ્છાને તાબે ન થતાં તે છોડવી પડી. મને ભૂખે ફાકા પડવા લાગ્યા. હિન્દુ સમાજ તો કુતરાની માફક મને હાંકી મૂકવા લાગ્યો. સ્ત્રીઓ પણ મને જોઇ મ્હોં મચકોડતી. યુવાનો મને જોઈ આંખો નચાવતા. જો હું કોઈની રખાત થઈને રહી હોત તો સેંકડો જણ મને રાખવા તૈયાર થાત. કદાચ મેં બજારૂ ધંધો પસંદ કર્યો હોત તો હજારો શ્રીમંતો અને સમાજના નેતાઓ મારા પગ ચુમતા સેંકડો રૂપીઆનો ધૂમાડો કરવા તૈયાર થાત. પણ મને નિર્દોષ જીવન ગાળવા દેવામાં જ હિન્દુસંસારનું સત્યાનાશ નીકળી જતું હતું. આથી છેવટ કંટાળી મુસલમાન થઈ જઇ કોઇ મુસલમાન સાથે લગ્ન કરી શાન્ત જીવન ગાળી હિન્દુ-સમાજના નામપર પૂળો મૂકવાનો વિચાર મેં કર્યો અને તેથી હું અહમદખાનની સાથે મસ્જીદમાં ગઇ હતી; આજે હિંદુઓ મને હિન્દુ રાખવા તૈયાર થયા છે તે ભલે; કદાચ હિન્દુ નામ રખાવવા તૈયાર હશે પરન્તુ મને આશ્રય આપવા તો કોઈ જ બહાર નહીં આવે. હું સમજતી નથી કે જે હિન્દુસમાજે મારા પર આટલો અત્યાચાર કર્યો છે તે શું મોઢું લઈને મને હિન્દુ સમાજમાં–હિન્દુ નામ કહેવડાવવા માટે તત્પર થયો હશે? હજી પણ આપ સાહેબ આગળ કોઇ મારી સાથે કાયદેસર લગ્ન કરવા તૈયાર થાય તો હું ઇસ્લામ સ્વીકારવા ખુશી નથી; નહીં તો હું તે જરૂર સ્વીકારીશ."

કુમુદિનીની વાતથી બધાનાં હૃદય કકળી ઉઠ્યાં. અમારા સાહેબ તો તરત જ બોલી ઉઠયા કે ' જો હિંદુઓમાંથી કોઈ આ બાઇ સાથે સિવીલ મેરેજ કરી તેને સુખી કરવાનું પ્રોમીસ આવતી કાલ સુધીમાં આપે અને તેની સાથે કાલે જ લગ્ન

કરે તો ઠીક, નહિ તો હું એ બાઇને ઇસ્લામ દીક્ષા તેની મરજી મુજબ અપાવી કોઇ સારા ગૃહસ્થ સાથે લગ્ન કરાવી આપીશ' ત્યાં સુધી તે બાઇને મારે ઘેર રાખવા તેમણે ભલામણ કરી.

બીજે દિવસે કોઇ હિન્દુ આ બાઈ સાથે લગ્ન કરવા તૈયાર ન થયો. છેવટે મારી ભલામણથી અમારા સાહેબના સ્નેહી નવલચંદે તેની સાથે લગ્ન કર્યું. ન્યાતે તેમને ન્યાત-બહાર મૂકતાં તેમણે આર્યસમાજનો સ્વીકાર કર્યો.*

આવાં કેટલાં નિર્દોષ જીવનનો ભોગ હિન્દુ સમાજ હજીય લીધા કરશે?

---

* બંગાળામાં હાલમાં જ બનેલી એક સત્ય ઘટનાને આધારે

લેખક:

# સતાયલી શિક્ષિકા

## બળીદાન ૧૫ મું:

ભાવીના ગર્ભમાં શું સમાયલું છે-શું છૂપાયલું છે તેની કોને ખબર પડે છે? ભૂત તો ધીમે ધીમે વિસરાય છે અને માત્ર વર્તમાનનું જ સ્મરણ રહે છે. છતાં ભારતના હિન્દુસમાજમાં વર્તમાન કરતાં ભૂતને જ મુખ્ય સ્થાન અપાય છે. એક વખતની કુછંદી વ્યક્તિ પાછળથી ગમે તેટલી સુધરી જાય છતાં 'હલકી માટી'ની માફક તેનું નામ હલકું જ પડી જાય છે. તે વ્યક્તિ ગમે તેટલી સદાશય બની ગઇ હોય છતાં સમાજ તો તેને ભૂતથી જ ઓળખવાનો. વર્તમાનની તેની સદાશયતા દંભ માત્ર જ ગણવાનો. ધન્ય હિન્દુસમાજ!

હિન્દુસમાજના આાં વર્તનનું એક કરૂણ પણ સત્ય ઘટનાનું ટુંક વર્ણન વાંચકોના હૃદયને જરૂર સ્પર્શ કરશે.

બૃહદ્ ગુજરાતના એક શહેરમાં ગુજરાતીઓની વસ્તી ઘણી હોવા છતાં ત્યાં બાળકોને અને ખાસ કરીને કન્યાઓને કેળવણી આપવાનું સાધન ન હતું. કેટલાક યુવાનોના ઉત્સાહથી વૃદ્ધો પણ ખેંચાયા અને અમુક સમયમાં એક કન્યા

વિદ્યાલયની સ્થાપના પણ થઇ ગઇ. મુખ્ય શિક્ષિકા પણ આવી ગયાં. હાથ નીચે એક મદદનીશ શિક્ષિકાની ખામી રહી. એક વૃદ્ધ મદદનીશ તો ખાસ રાખ્યો જ હતો. મદદનીશ શિક્ષિકા માટે વિજ્ઞાપનો અપાયાં, તે દરમ્યાન તેજ શહેરના એક જાણીતા વ્યવસાયી મારે ત્યાં મળવા આવ્યા અને અર્ધા કલાકનો અવકાશ મેળવી મને પોતાને ત્યાં આવવા જણાવ્યું.

અલબત ! આ કન્યા વિદ્યાલયમાં હું પણ કાંઇક ઉત્સાહ બતાવતો હતો અને આપણા ગુજરાતી બંધુઓએ તે શાળાની શિક્ષણ વિષયક કમિટીમાં પણ મને નીમ્યો હતો. સેક્રેટરી મહાશય ઘણા જ ધર્મશીલ અને સીધા રસ્તાના માણસ હતા. તેઓ પણ ઘણી બાબતમાં મારી સલાહ લેતા. હું નિયમિત સમયે તે ગૃહસ્થને ત્યાં ગયો. દીવાનખાનામાં મારો આદર-સત્કાર કરતાં તેમણે વાત ઉપાડી:

'આપણા કન્યાવિદ્યાલય માટે મદદનીશ શિક્ષિકા માટે વિજ્ઞાપન અપાયું છે તેથી આપને તસ્દી આપી છે. એક સુજ્ઞ શિક્ષિત બાઇ જેમને શાળાખાતાનો પાંચ છ વર્ષનો અનુભવ છે તથા જેમણે છેલ્લાં બે વર્ષ દરમ્યાન × × × શહેરમાં મુખ્ય શિક્ષિકા તરીકે પણ કામ કર્યું છે તેઓ હાલ યાત્રા કરવા ગયેલાં ત્યાંથી પાછાં ફરતાં અત્રે આવેલ છે. બાઇ બહુ જ ધર્મશીલ, વિનયી અને શાન્ત સ્વભાવનાં છે. સવારમાં ભાગવત અને ગીતાનો પાઠ કરે છે. વર્તન પણ ઘણું ઉચ્ચ છે, અમારા કુટુંબમાં આજ આઠ દિવસથી બધાંને ભાગવત સંભળાવે છે. એમના વર્તનથી મુગ્ધ બની એમને અત્રે રાખવાની બધાંની ઘણી ઇચ્છા છે, અને તેથી જ આપને

તસ્દી આપી છે કે આપ અત્રેના કન્યાવિદ્યાલયમાં તેમને રાખો તો બન્ને કાર્ય થાય.'

'એવી સદાચરણી બાઇ મળે તો ઘણું જ સારૂં.' મેં કહ્યું: 'પણ જેણે મુખ્ય શિક્ષિકાનું કામ કર્યું છે તે મદદનીશ તરીકે રહેશે? અને પગાર ઓછો નહીં પડે?'

'તે જોઇ લેવાશે. પગાર માટે ચિંતા નહીં. માત્ર એમની નોકરી થાય તો બસ છે. તમે એક વખત એમની સાથે વાતચીત કરો એટલે તમારી ખાત્રી થશે.' એમ કહેતાં તે ગૃહસ્થે પોતાની દીકરીને બોલાવી તે બાઈને ત્યાં આવવા માટે કહ્યું.

તે બાઇની ઉમ્મર ચોવીસેક વર્ષની હતી. સાદું સફેદ વસ્ત્ર પહેર્યું હતું. ગળામાં રૂદ્રાક્ષની માળા હતી. માથે વાળ તથા હાથમાં સોનાની બબ્બે બંગડી છતાં કપાળમાં ચાંલ્લો ન હતો તેથી તે વિધવા હોવાનું અનુમાન થતું હતું. બાઇ નમસ્કાર કરી બેઠી, શિક્ષણ સંબંધી કેટલીક વાતચીત કર્યા બાદ હું ત્યાંથી ઘેર આવ્યો. સેક્રેટરીને મળી વાત કરતાં તે બાઇને શાળામાં દાખલ કરી. જોતજોતામાં બાળાઓ પણ તેની સાથે ઘણી જ હળી ગઇ. શિક્ષણનું કામ પણ તેણે સંતોષકારક રીતે કરવા માંડયું. આ રીતે કન્યા વિદ્યાલય માટે અમને શુભ ચિન્હ જણાવા લાગ્યાં.

બાઇને શાળામાં દાખલ કર્યે પંદરેક દિવસ થયા હશે ત્યાં એક દિવસ સવારમાં સક્રેટરી મહાશયે મારે ત્યાં આવી એક પત્ર મને વાંચવા આપ્યો. પત્ર વાંચી હું તો સ્તબ્ધ જ બની ગયો. તેમાં લખ્યું હતું કે 'જે બાઈને મદદનીશ તરીકે રાખવામાં આવી છે તે કુચાલની છે. તેનો પતિ બાલ્યાવસ્થામાંથી

જ ગૃહત્યાગી થયો છે. ત્યારબાદ તે બાઇ બીજા એક પુરૂષને પોતાના પતિ તરીકે ઓળખાવી સંસાર માંડી રહી હતી. આ સંસાર પાંચ વર્ષ ચાલ્યો, ત્યારબાદ તે પુરૂષ જાતે ભંગી જાહેર થયો અને નાસી ગયો. આવા આચરણવાળી બાઇને શાળામાં રાખી તમે કન્યાઓનું તથા શાળાનું ભવિષ્ય બગાડો છો. માટે આ બાબત તરત જ ચાંપતા ઉપાય લેશો.'

શું કરવું એ વિચાર થઇ પડયો. બાઇને રજા આપતાં પહેલાં આ બાબત ખરી છે કે કેમ તેની તપાસ કરવાની મેં સેક્રેટરી મહાશયને ભલામણ કરી. તેઓને પણ તે યોગ્ય લાગ્યું, અને તેઓ ત્યાંથી શાળામાં ગયા.

તે દિવસે સાંજના સાતેક વાગે, જ્યારે હું મારી કન્યાને તથા પુત્રને શિક્ષણ આપતો હતો ત્યારે તે બાઇ અચાનક મારે ત્યાં આવી. કન્યાને બોલાવી તેની સાથે કાંઇક વાત કરી અને ક્ષણવારમાં તે બાઈ તથા મારી પત્ની હું બેઠો હતો ત્યાં આવ્યાં.

પ્રથમ તેણે જ વાત શરૂ કરી:

'મુરબ્બીશ્રી ! સેક્રેટરી સાહેબે મને પત્ર વંચાવ્યો. નોકરી છોડી જવામાં મને કંઈ જ હરકત નથી. હું જાણું છું કે મારા દુશ્મનો મારી પાછળ જ પડયા છે. હિંદુસમાજના અત્યાચારોની હદ જ નથી. દોષી નિર્દોષીની તપાસ જ થતી નથી. હલકું લોહી હવાલદારનું જ ગણાય છે. કાગળમાંની વાત સાચી કે જુઠી તેનો નિર્ણય કરવાનું કામ આપના ઉપર જ છોડું છું. નોકરી છોડવાથી મને દિલગીરી થતી નથી. પરન્તુ મારે માટે આપના જેવા ઉચ્ચાશયના હૃદયમાં પણ વિરોધ ભાવ ન રહે એટલું જ ઇચ્છું છું અને તેથી મારી જીવનકથા શરૂઆ-

તથી જ આપને કહેવા આવી છું. આપ વિરક્ત ન થતાં આ ગરીબ બ્હેનપ્રતિ દયાદ્રષ્ટિ કરી શાન્તિથી સાંભળો.'

આ વખતે સેક્રેટરી મહાશય પણ આવી પહોંચ્યા. પાછળથી મને ખબર પડી કે એમની પ્રેરણાથી જ બાઈ મારે ત્યાં આવી હતી. સેક્રેટરી મહાશયના આવ્યા બાદ તેણે આગળ શરૂ કર્યું:—

'ગુજરાતના * * * ગામમાં મારો જન્મ થયો હતો. મને આઠ વર્ષની ઉમ્મરે પરણાવી હતી. અમે × × × બ્રાહ્મણ છીએ. લગ્ન પછી હું મારાં માબાપ પાસે જ હતી. મારા પતિ મારા કરતાં પાંચ વર્ષે મોટા હતા. મારી બાર વર્ષની ઉમ્મરે મને સાસરે વળાવી પણ સાસરે આવી તે જ દિવસે મારા પતિરાજ કોણ જાણે કયાંય ગચ્છંતિ થઇ ગયા. મારે માથે પસ્તાળ પડવા લાગી. સાસુ, નણંદ, જેઠાણી બધાંય મારાં પગલાં નીંદવા લાગ્યાં. પેટ પુરતું ખાવાનું પણ ન મળવા લાગ્યું. આખા ઘરનો ઘસડબોરો મારી બાર વર્ષની ઉમ્મરમાં મારે માથે નાખવામાં આવ્યો. હું ગમે તેટલું સારૂં કામ કરૂં છતાં બધાંની નજરે તેમાં ભૂલ તો હોય જ. હું તો જાણે વેચાણ દાસી જ બની રહી. મારાં માબાપે ધાર્યું કે જો હું સાસરે ન રહૂં તો પાછળથી સાસરીઆં મારૂં ભરણપોષણ પણ નહીં કરે. એમ ડરી જઇ મારી જીંદગીની પણ દરકાર ન કરતાં મને ત્યાં જ નાખી મૂકી. કામ કરવું, ભૂખે મરવું, ગુલામગીરી વેઠવી ઉપરાંત રોજ બધાંનાં વાગ્બાણ સહન કરી ઉપરથી ગડદાપાટુ અને વખતે નેતરની સોટીનો લ્હાવો લેવો એ મારો રોજનો કાર્યક્રમ થઇ ગયો. કહેવાની જરૂર નથી કે મારૂં શરીર છેક લેવાઈ ગયેલું અશક્ત બની ગયું હતું છતાં ઉગતી જુવાનીનું સૌંદર્ય ઝળકતું જ હતું. આમ બેએક વર્ષ વિતી ગયાં.

## સમાજની વેદીપર

અચાનક એક દિવસે એક પુરૂષ મારા પતિના જેવા જ ચ્હેરાનો, એવા જ બાંધાનો અને એટલી જ ઉમ્મરનો અમારે ત્યાં આવ્યો. એણે આવી મારા પતિનું જ નામ પોતાનું બતાવી, પોતે જ તે વ્યક્તિ હતો એમ જણાવ્યું. હું તો ગુલામી સ્થિતિમાં હતી તેમ જ આઠ વરસની વયે પરણ્યા બાદ પતિનું મુખ સુદ્ધાં જોયું નહતું તેથી એને ઓળખવાનું મારે માટે તો મુશ્કેલ જ હતું. પણ મારાં સાસુ સસરા જેઠ બધાંએ એને પોતાના તે હરાઇ ગયેલા પુત્ર અને ભાઇ તરીકે જાહેર કર્યો. તે ઘરમાં રહ્યો. બધાંએ તેને સાચો માની લીધો અને આનંદમાં રહેવા લાગ્યાં. તેના આવ્યા બાદ મારા દુઃખમાં પણ કાંઈક ઘટાડો થયો. બલ્કે પતિની છાંયા મળતાં હું દુઃખમાં સુખ માનવા લાગી. મને ચૌદ પુરાં થઇ પંદરમું બેસતાં પતિરાજ આવ્યા હતા. ત્રણ વર્ષ સુધી અમારૂં સંયુક્ત કુટુંબ આનંદમાં રહ્યું. તે બાદ એક દિવસ મારા સસરાના એક સ્નેહી અચાનક બહારગામથી તેમને મળવા આવ્યા, અને મારા દુઃખનો આરંભ થયો. તેમણે જણાવ્યું કે અમારા ઘરમાં મારા પતિ તરીકે રહેનાર માણસ તો તેના જ ગામના એક ભંગીનો છોકરો હતો. અને બરાબર ત્રણ વર્ષથી તે ગુમ થઇ ગયો હતો. મારા પતિરાજ પણ એ વૃદ્ધને જોતાં પોબાર ગણી ગયા. અને આખા ગામમાં હોહો થઈ રહી.

વાટે ને ઘાટે મારી નિંદા કુથલી થઈ રહી. ઘરમાં પણ માબાપ પોતાના પુત્રને ન ઓળખી શકયાં તેનો દોષ પણ મારાપર મુકાયો. સાસુ કહેવા લાગી કે ' ભામડાં માણસ અમે તે શી રીતે ઓળખીએ ? પણ તું વહુ થઇને સાથે રહેવા છતાં ન ઓળખી શકી ? ' પણ ભાઇ ! તમે જ વિચારો કે એ

પોતાના પુત્રને ન ઓળખી શક્યાં તો સાત વરસ પહેલાં અણુસમજ અવસ્થામાં લગ્ન વખતે જેને જોયેલ તેને હું શી રીતે ઓળખું ? મારો એમાં શો વાંક ! એમણે પુત્ર તરીકે કબુલ કર્યો અને દોષ મારો નીકળ્યો. મારા ઉપરના જુલમની તો હદ જ ન હતી. બબ્બે દિવસ કોઈ ખાવાનું આપતું નહીં. મારનો તો પાર જ ન હતો. કેમ જાણે એ ભંગીને મેં સમજાવીને મારા પતિ તરીકે આણ્યો હોય ! એમ હું જ બધાનું મૂળ ગણાવા લાગી. મારાં માબાપ પણ સગાં ન થયાં. એક દિવસ સાસુજીએ કહ્યું કે 'અમને તો ન્યાતવાળાં જંપવા નથી દેતાં. કહે છે કે એ ભંગીયણને ઘરમાંથી કાઢો નહીં તો ન્યાતબહાર થશો. માટે તું તારૂં કાળું કર.'

મારે શું કરવું ? અઢાર વર્ષની ભરયુવાનીમાં કોને આશ્રયે જવું ? માબાપે પણ રોકડું પરખાવ્યું. છેવટ હિંમત રાખી મારી પાસેના દાગીના વેચી, હું વડોદરે આવી અને કોલેજની શિક્ષિકાને ત્યાં કામ કરવાને માટે રહી. કામના બદલામાં પગારને બદલે મને ભણાવવાનું, તે ભલી બાઈએ મારી જીવનકથા સાંભળી કબુલ કર્યું. હું પાસ થઈ અને મને તેમની જ ભલામણથી—× ×ની ખાનગી કન્યાશાળામાં મુખ્ય શિક્ષિકા તરીકે નોકરી મળી. હું ઈશ્વરનો ઉપકાર માનતી આનંદથી મારૂં જીવન વિતાવવા લાગી. મેં થોડો ઘણો સંસ્કૃતનો અભ્યાસ પણ કર્યો અને અવકાશનો સમય ભાગવત–ગીતા આદિનું મનન કરવામાં ગાળવા લાગી. છતાં જેમ રાહુ હાથ ધોઈને પાછળ પડ્યો હોય તેમ મારા દુઃખની પુનરાવૃત્તિ થવા લાગી.

આ નોકરીમાં ત્રણેક વર્ષ થયાં હશે ત્યાં તો તે શાળાના સેક્રેટરી અને એક બીજા ગૃહસ્થ મારે ત્યાં આવ્યા. અને આ

મુજબનો જ પત્ર લાવ્યા. મેં મારી વિતક કહી સંભળાવી. તેઓ દિલગીરી દર્શાવતાં બોલ્યાઃ—

'તમારે માટે અમને ઘણું લાગી આવે છે, પણ શું કરીએ ? લાચાર ! તમારે માટે એક જ રસ્તો છે. આ કાગળની વાત અમારા બે જણ સિવાય ત્રીજું કોઇ જાણતું નથી. અમે તે દબાવી રાખીશું અને કોઇ કાંઇ પૂછશે તો યોગ્ય જવાબ આપી દઇશું.—'

મેં તેમને અરધેથી અટકાવી કહ્યું: 'એમ થાય તો તો આપનો ઉપકાર. મારા જેવી અભાગણી ઉપર દયા કરવી એ આપનો ધર્મ છે.'

'ખરૂં છે.' તે આગળ બોલ્યા. 'પણ હાલ તો દયાના બદલામાં દયા લેવાનો જમાનો છે. અમે તમારૂં હિત સંભાળીએ તેના બદલામાં તમારે અમારૂં કહ્યું સમજી લેવું જોઇએ. જુઓઃ તમે તમારી જબાન મુજબ એક ભંગી સાથે ગૃહસંસાર તો ભોગવ્યો જ છે. તો હવે તમને અમારી સાથે—'

'તમારી સાથે સંબંધ રાખવામાં મને હરકત ન હોવી જોઇએ એમને ? બસ થયું; સાહેબ! બંધ કરો. મારે નોકરી નથી કરવી. કાલથી તમે તમારી શાળાનો બંદોબસ્ત કરી લેજો.' હું ગુસ્સામાં આવી બોલી.

તેઓ મને બહુ બહુ પ્રકારે સમજાવવા લાગ્યા. સ્ત્રી શરીર જ એવું છે. એમનો શો દોષ ? હિન્દુસમાજમાં એ તો ચાલ્યું જ આવે છે. વાંક બધો સ્ત્રીઓનો જ હોય છે. પુરૂષ તો પવિત્ર પુરૂષોત્તમરૂપ.

## સતાયલી શિક્ષિકા

બસ, મેં નોકરી છોડી. ત્યાંથી નીકળી યાત્રામાં ગઈ. મારૂં દીલ દુનિયાપરથી ઉઠી ગયું. ત્યાં યાત્રામાં આ * * ભાઇના કુટુંબ સાથે સહવાસ થતાં હું અહીં આવી. આ મારી જીવનકથા છે. ભાઇ ! મારો દોષ હોય તો મને કહો. આવા સમાજના આ અત્યાચારથી છૂટવાનો જો માર્ગ તમે બતાવો તો બહુ સારૂં. હું નિર્દોષ જીવન ગાળવા માગું છું, ત્યાં સમાજ આડો આવે છે. જો હું વિધર્મી થઇ જાઉં, યા પતિતા થાઉં તો એ જ સમાજના મુરબ્બીઓ મારી પગચંપી કરવા તૈયાર થાય.'

સેક્રેટરી મહાશયની આંખમાં અશ્રુ આવી ગયાં. તેમણે પોતાના ખીસ્સામાંથી તે બાઇને દેશમાં જવાના ભાડા ઉપરાંત એકસો રૂપીઆ આપ્યા. બાઈ ચોધાર આંસુએ રડતી ચાલી ગઈ.

વાંચક ! હિન્દુસમાજના આ અત્યાચારોની હરિફાઇ કરે એવો અન્ય કોઇ સમાજ તેં કદી જોયો કે સાંભળ્યો છે ?

# દિવાળીની દુર્દશા.

## : બળીદાન ૧૬ મું :

કારતક મહિનાની ગુલાબી ઠંડી પડતી હતી. રાતના દોઢેક વાગ્યાનો સુમાર હતો. મોટાં શહેરોમાં પણ જ્યારે આખા દિવસની પ્રવૃત્તિ શાંત થવા આવે ત્યારે શ્યામ-હર જેવા નાના ગામમાં કેવળ નિવૃત્તિનું રાજ્ય હોય તેમાં શી નવાઈ? કોઇ પણ મનુષ્ય રસ્તામાં જણાતું નહતું. પ્રકૃતિદેવીની અખંડ શાન્તિનો ઉપભોગ આ સમયે જ લઇ શકાય તેમ હતો. કર્તવ્યને આધીન બની હું શ્યામહરના નાના મોટા રસ્તા તથા કુંચીઓમાં ફરતો હતો. અચાનક મારે કાને નજી-કમાં જ કોઇના ભયંકર નિઃશ્વાસનો ભણકાર સંભળાયો. હાથ-માંનું ચોર ફાનસ સતેજ કરી જોતાં એક મકાનના ઓટલાના ખુણાપર એક મનુષ્ય જેવો આકાર જણાયો. નજીક જઈ જોતાં માલુમ પડયું કે પચીસેક વર્ષની તરૂણ બાઇ ગળામાં લુગડાનો ફાંસો નાખી આત્મહત્યા કરવાનો યત્ન કરતી હતી. પરન્તુ તેમાથી તે કાર્ય સંપૂર્ણ રૂપે થઇ શકતું નહતું. મેં તાબડ-તોબ તેનો ફાંસો કાઢી નાખ્યો અને તેની બેભાન જેવી સ્થિતિ દૂર કરવા પવન નાખવા માંડયો. ક્ષણવારમાં જ તે

શુદ્ધિમાં આવી. મેં તેને આત્મઘાત કરવાનું કારણ પૂછ્યું. તેણે પ્રથમ ઇશારતથી પોતાને જરા દૂર લઈ જવા કહ્યું. મારા હાથના ટેકા વડે હું તેને મારે ઘેર લઇ આવ્યો, પછી તેણે પોતાની વાત શરૂ કરી.

"મારૂં નામ દિવાળી, મારૂં પિયર આ ગામમાં જ છે. મારા પિતા સાધારણ ગૃહસ્થ હતા. મારી દશ વર્ષની વયે મારૂં લગ્ન કિશોરગઢમાં થયું હતું. મારા સસરા જમીનદાર તો નહતા, પરન્તુ તે સમયે તેમની ચડતી દશા હતી. મારા લગ્ન વખતે જાનમાં તે એક હાથી તથા એક નાટક કંપની પણ લાવ્યા હતા. મતલબ કે તેમની જાહોજલાલી પૂર બહારમાં હતી. અમારી ન્યાતમાં તેમનું માન ઘણું જ હતું. મારા પતિની ઉમ્મર તે સમયે તેર વર્ષની હતી. આવું સારૂં સાસરૂં મળતાં મારાં માબાપ તો ફુલાઇ જતાં. તેમાં વળી હું એકની એક જ દીકરી એટલે અત્યન્ત લાડમાં રાખતા. મારા સસરાને પણ મારા પતિ સિવાય બીજું સંતાન ન હતું. મારા મામાજી હમેશાં એમને ત્યાં પડયા પાથર્યા રહેતા તથા એમની મિલ્કતનો વહીવટ કરતા. મારા લગ્ન પછી બીજે જ વર્ષે મારી માનો સ્વર્ગવાસ થયો. એટલે મારા પિતાએ તરત જ ફરી લગ્ન કર્યું. હવે જ મારી કમબખ્તી બેઠી. મારી ઉમ્મર તેર વર્ષની થઈ તે વર્ષમાં પ્લેગથી ચાર ચાર દિવસને અંતરે મારા પતિ, સાસુ તથા સસરા આ દુનિયા છોડી ગયાં. હજુ પણ જાણે બાકી હોય તેમ મારા પિતાજી પણ તે જ અરસામાં અમારો ત્યાગ કરી અક્ષયધામમાં સીધાવ્યા. મારા મામાજીએ બધી મિલ્કત ઓહિયાં કરી. મારે મારી વિમાતાનો આશ્રય જ લેવો રહ્યો. જેમ તેમ અમે બન્ને જણે એક વર્ષ કાઢ્યું. પરન્તુ હવે જ

## દિવાળીની દુર્દશા

મારી પનોતી બેઠી. વિમાતા મારા કરતાં ત્રણ વર્ષે મોટી હતી. પૂર યુવાવસ્થામાં હતી. ઘરમાં કોઈ કહેનાર ન હતું. તેમ મારા પિતાની જે કાંઇ થોડી ઘણી પુંજી હતી તે પણ તેની પાસે હતી. મારા પિતાનું ઘર હતું તે તેણે ક્રિયાખર્ચ વખતે વેચી નાખ્યું હતું. એનો એક માસીનો દીકરો નંદલાલ કરીને વીશેક વર્ષનો હતો. તે જ એને બધી સલાહ આપતો હતો. ઘર વેચી ક્રિયા કરી અને રોકડ તથા દાગીના કબજે કરી બહાર બતાવવા લાગી કે મિલ્કતમાં કાંઇ જ નથી. અમારા જ ઘરમાં ભાડે રહેવા લાગી. હું પણ એની સાથે જ હતી. નંદલાલ હમેશાં દિલાસો આપવાના બહાને આવતો. તેમ વળી તે મારી વિમાતાની માસીનો દીકરો થાય એટલે ગમે તે વખતે આવે તો મનાઈ ન હતી. એક દિવસે તેણે મારી વિમાતાને કહ્યું કે " તમે બન્ને છોકરવાદ અને અલ્હેતાં છો. આટલી ઉમ્મરમાં એકલું રહેવું ભયભરેલું છે. કોઇ પ્રૌઢ માણસ તમારી સાથે જોઇએ." મારી વિમાતાએ કહ્યું: " ભાઈ! પ્રૌઢ માણસ કયાંથી લાવીએ ? અમે બે જણ છીએ તે જેમ તેમ પડી રહીએ છીએ; તું આવે અને અમારી સાથે રહે તો અમને બહુ સગવડ થાય." નંદલાલે એ વાત તરત જ કબુલ કરી અને બીજે જ દિવસથી તે પણ અમારી સાથે રહેવા લાગ્યો.

બે ત્રણ મહિના પછી અચાનક મારી વિમાતાને તાવ ચઢી આવ્યો. નંદલાલ તથા હું એમ બે જણ જ માત્ર ઘરમાં તેની સારવાર કરનાર હતાં. નંદલાલ દવા લાવતો. હું દિવસે ઘરનું કામ કરતી અને નંદલાલ મારી વિમાતા પાસે બેસતો. રાતના હું મારી વિમાતા પાસે બેસતી. આમ આઠેક દિવસ ચાલ્યું. પણ દિવસે ઘરનું કામ અને રાતના ઉજાગરાથી

મારી તબીયત પણ જરા સુસ્ત રહેવા લાગી. એટલે નંદલાલે મને રાતના ઉજાગરા ન કરવાનું કહ્યું અને મારી વિમાતા પાસે બેસવાનું એણે માથે લીધું.

હવે રાતના નંદલાલ મારી વિમાતા પાસે બેસતો અને હું મારા ઓરડામાં સુઇ રહેતી. બે ત્રણ દિવસ આમ ગયા પછી મારી તબીયત જરા સારી થતાં એક દિવસે રાતના મને કાંઇક ભયંકર સ્વપ્ન આવ્યું. હું સફાળી જાગી ઉઠી. મને આખે શરીરે પરસેવો છૂટયો. ભયની મારી હું મારો ઓરડો છોડી મારી વિમાતાના ઓરડા આગળ આવી. પણ ઓરડાના બારણાં બંધ જણાયા. બ્હીકને લીધે હું પાછી પણ ન ફરી શકી તેમ બોલી પણ ન શકી. બારણાની ફાટમાંથી જોતાં મારી નજરે એક અજાયબી-ભર્યો દેખાવ નજરે પડયો. **નંદલાલ ખાટલા પર બેઠો હતો અને મારી વિમાતા તેના ખોળામાં પડી તેને ગળે બન્ને હાથ નાખી તેની આંખોમાં આંખો મેળવી રહી હતી.** શું કરવું તે મને ન સમજાયું. પાછા જતાં બ્હીક લાગતી હતી. છેવટ મેં બૂમ પાડી. તરત જ બારણું ઉઘડયું. મારી વિમાતા ઉંહકારા કરતી ખાટલામાં પડી હતી. નંદલાલ ખાટલા પાસે નીચે બેઠો. મેં મને બ્હીક લાગવાની અને સ્વપ્નની વાત કહી એટલે નંદલાલ બોલી ઉઠયો: " ત્યારે એકલી શું કામ સુઇ રહે છે ? અહીં સુઇ રહે." હું ત્યાં સુતી પણ મને ઉંઘ ન આવી. આખરે સવારના ત્રણેકના અમલે હું ઉંઘી. કેટલી વાર ઉંઘી તેનું મને ભાન નથી પણ જ્યારે હું જાગી ત્યારે.....બસ, નહીં કહું; મારૂં હૃદય કમકમે છે. છતાં હવે કહ્યા વિના છૂટકો જ નથી. મારી વિમાતાએ મારા બન્ને હાથ દાબી મારા મ્હોડા ઉપર લુગડાનો ડૂચો દબાવ્યો હતો,



બલીદાન ૧૬ મું.

" નંદલાલ ખાટલાપર બેઠા હતો. અને મારી વિમાતા તેના ખોળામાં પડી તેને ગળે બન્ને હાથ નાખી તેની આંખોમાં આંખો મેળવી રહી હતી "

પાનું ૧૨૪

અને પેલો દુષ્ટ નંદલાલ મારૂં શીયળ ભંગ કરવા તત્પર બન્યો હતો. મારૂં કેટલું જોર ચાલે ? બસ, મારૂં નસીબ ફૂટી ગયું. હું ખૂબ રડી પણ તે બન્ને શયતાનો તો હસવા લાગ્યાં અને વળી કહેવા લાગ્યાં કે ' હવે ત્રણે જણ આનંદથી રહીશું. " પણ તે દિવસથી મારે એ ઘરમાં રહેવું ભારે થઇ પડયું. કારણ મારા દેખતાં જ એ બન્ને પાપીઓ એમની પાપલીલા કરતાં. હું આખો દિવસ ઘરનું વૈતરૂં કરતી અને રાત્રે બન્ને મળી મને સતાવતાં. એક દિવસ મેં મારી વિમાતાને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ તેના પરિણામે મારાપર બદચાલનું તહોમત મૂકી મને ઘરમાંથી કાઢી મૂકી, ને એ બન્ને જણ મોજથી રહેવા લાગ્યાં.

મારે ન તો સાસરામાં કોઈ હતું કે ન પિયરમાં. આથી છેવટે હું કન્યાશાળાની મહેતીની પાસે જઇ રડી પડી. મેં તેને કન્યાશાળામાં નોકરી રાખવા કહ્યું. તેને કાંઇક દયા આવી. અને તેણે છોકરીઓને તેડવા મૂકવા તથા નિશાળ સાફસુફ કરવાના કામપર રાખી. પગાર આખો પાંચ રૂપીઆ મળતો. મારૂં ગુજરાન તો હું તેમાં કરૂં, પણ રહેવું કયાં એ ચિંતા હતી. છેવટે તે બાઇએ રહેવાનું પણ નિશાળમાં કરી આપ્યું.

આમ જેમતેમ કરી મારી જીંદગી ગુજારવા લાગી, છતાં નંદલાલ મારી પાછળ જ પડયો હતો. હું તેનાથી બચતી રહી.

અમારી નિશાળના પરીક્ષક આવતા તે શાળામાં જ ઉતરતા. કારણ છોકરાઓની નિશાળમાં રાતના અંગ્રેજી નિશાળ બેસતી તેથી ત્યાં ઉતરવાની સગવડ ન હતી. આટલા વર્ષથી તેમજ ચાલ્યા કરતું. હું મારી જુદી ઓરડીમાં રહેતી. તેથી મને કંઈ જ અડચણ આવતી નહીં પરન્તુ ત્યાંય સુખથી રહેવા દેવાની ઇશ્વરની મરજી ન હોય તેમ વળી મારી ગૃહદશા મારી

પાછળ પડી. પહેલાંની હેડમિસ્ટ્રેસની બદલી થયા પછી આજ આઠેક મહિનાથી બીજી હેડમિસ્ટ્રેસ આવી છે. તે બાઇ દેખાવમાં બહુ જ સુશીલ, નમ્ર અને ધર્માત્મા લાગે છે. મારી સાથે શરૂઆતમાં સારો મેળ રાખ્યો. હું પણ તેને ચ્હાતી અને તેનાપર માના જેટલો વિશ્વાસ રાખતી. તેની ઉમ્મર મારા જેટલી જ છે. હાલ અમારી નિશાળની પરિક્ષા ચાલે છે. પરિક્ષક સાહેબનો મુકામ અમારી નિશાળમાં જ છે. જે દિવસે તેઓ આવ્યા તેને બીજે દિવસે કેટલાક વર્ગોના શિક્ષણ સબંધી એમણે ટીકા કરી. હેડમિસ્ટ્રેસનું મ્હોડું ઉતરી ગયું. શાળા છૂટયા પછી પરિક્ષક સાહેબ સાથે કેટલીક વાતચીત કરી હેડ મિસ્ટ્રેસ ઘેર જતી વખત મને પણ પોતાની સાથે એને ઘેર તેડી ગઇ. લગભગ નવેક વાગ્યાને સુમારે દૂધનું મિષ્ટાન્ન તથા દૂધ વગેરે લઇ મને સાથે તેડી તે શાળામાં આવી. પરિક્ષક સાહેબ એક ઓરડામાં ખુરશી ઉપર બેઠા હતા. તેમની પાસે ટેબલ ઉપર ખાવાનું મૂકી મને પાણી લાવવા મોકલી. હું પાણીનો લોટો લઇ જેવી ઓરડામાં આવી કે તરતજ હેડમિસ્ટ્રેસે ઓરડાનું બારણું બંધ કરી દીધું અને પરિક્ષકે મને બાથમાં પકડી મારા મ્હોડા ઉપર હાથ દીધો. અમારી નિશાળ જરા એકાન્ત ભાગમાં આવેલી હોવાથી ત્યાંની હીલચાલની કોઇને ખબર પડે એમ ન હતી. બન્ને જણે મળી મારાપર પોતાનું બળ અજમાવ્યું અને પરિક્ષકે મને ભ્રષ્ટ કરી. પછી તો હેડમિસ્ટ્રેસ પણ ત્યાં જ પરિક્ષકને મનાવવા રહી. તે વખતે લાગ જોઇ હું ત્યાંથી બહાર, નીકળી. આપઘાત કરવાના ઇરાદાથી આ લુગડું ગળે વીંટી પેલા મકાનના ઓટલાને ખૂણે પડી હતી. પણ આપઘાત કરતાં જીવ

ચાલતો ન હતો. મરવું કોને સારૂં લાગે ? છતાં આવી રીતે વેશ્યાજીવન જીવવું પણ કોને ગમે ? છેવટે બનતી હિંમત ભેગી કરી ફાંસો નાખ્યો ત્યાં તમે મને બચાવી.

કહો. હવે મારે જીવવાનું શું પ્રયોજન ? મારા જેવી દુઃખિણી માટે છે કોઇ આશરો ? એક જ માર્ગ ખુલ્લો છે કે પુનર્લગ્ન કરવું. પણ તે ય તમારા દંભી સમાજમાં સારી વ્યક્તિ તેમ કરવા કબુલ ન કરે. બીજો રસ્તો "સમાજ ત્યાગ"નો. ત્યારે શું મારે સમાજનો ત્યાગ કરી વેશ્યાવૃત્તિથી જીવન ગાળવું ? રસાતળ જજો હિંદુસંસારનું કે જેમાં વિધવા વહુઓ અને દીકરીઓને કાંઇ આધાર કે હક્ક નથી. સમાજ આવી વિધવાઓનું પાલન કરતો નથી અને તેમના ઉપર જાતજાતના અત્યાચાર કરે છે. તે સાથે તે જ વિધવાઓને સતાવે છે અને તેમને આડે માર્ગે દોરનારાઓ મૂછપર હાથ નાંખી ફરે છે. પણ એ હિંદુસમાજના નેતાઓને ખબર નથી કે આવી વિધવાઓના શાપથી તો તેનું રસાતળ જવા બેઠું છે." ઓ હિંદુસમાજ ! છે તારે ત્યાં કોઈ એવું ઠેકાણું કે જ્યાં આવી વિધવાઓને આશ્રય મળે ?

## બળીદાન ૧૭ મું:

મનોરમા પાસેથી ઉઠી નિવારણ બાબુને ત્યાં ગયો. નિવારણ બાબુનું શરીર છેક જ લેવાઇ ગયું હતું. ઘરમાં એક વીશેક વર્ષની વિધવા કન્યા મૃણાલિની તથા તેમનાં પત્ની શૈલબાળા હતાં. નિવારણ બાબુની મુલાકાત લેતાં માલુમ પડયું કે ત્રણેક દિવસપર તેમની બીજી કન્યા વિમળાનું વાગ્દાન કરવાનું હતું અને તે નિમિત્તે તેમણે ગામના સંભાવિત ગૃહસ્થો ઉપરાંત નજીક નજીકના પોતાના સ્નેહી સંબંધીઓને પણ નિમંત્ર્યા હતા. તેઓની મીજલસની ધમાલ સાંજના પાંચ વાગ્યાથી રાતના દશ વાગ્યા સુધી ચાલુ હતી. તે દરમ્યાન વિમળા ગુમ થઇ ગઈ હતી. રાત્રે દશ વાગે કાંઈક કામ પડતાં તપાસ થઇ અને તેનો પત્તો ન મળ્યો. બસ. આથી વિશેષ કાંઈ હકીકત તેમના તરફથી ન મળી.

નિવારણ બાબુ ન્યાતના તેમજ ગામના અગ્રણી હતા. જો કે નહિ જેવું મનોમાલિન્ય તો પટેલીઆઓને સર્વ સાથે હોય જ; પરન્તુ આમ ગૃહસ્થની કન્યાને ઉપાડી જવા જેવું સાહસ કરે એવું વેર તેમને કોઇ સાથે ન હતું. તેમ તેઓને કોઇના

ઉપર વહેમ પણ ન હતો. શેલબાળાને ખાનગી પૂછતાં તે પણ કાંઈ વધુ સમાચાર ન આપી શકી. છેવટે નિવારણ બાબુની રજા લઇ મૃણાલિનીને પૂછવા માંડ્યું, પરન્તુ તેમાંથી માત્ર એટલું જ જણાયું કે 'વિમળા સોળ વર્ષની થઈ છે અને પોતાનું હિતાહિત સમજી શકે એવી છે; એટલે જ્યાં હશે ત્યાં કુશળ હશે અને સત્વર જ પાછી આવશે. કારણ માબાપ તથા બ્હેનનો સ્નેહ તજી શકે તેમ નથી.' મને આ ઉપરથી મૃણાલિની માટે ઘણો વહેમ આવ્યો, પરન્તુ પ્રત્યક્ષ પ્રમાણ કાંઇ ન હોવાથી લાચાર થયો. ગુપ્ત રીતે તેની હીલચાલપર ત્રણ ચાર દિવસ નજર રાખી, પરન્તુ કાંઇ શંકાસ્પદ જણાયું નહિ. ગામના બેચાર જણને ખાનગીમાં પૂછ્યું, પરંતુ કોઇ કાંઇ ખુલાસો કરી શક્યું નહિ. આખરે મનોરમાની સલાહ લેવા ધાર્યું.

પ્રાતઃકાળે ઉઠી મનોરમાને ત્યાં ગયો તેણે સત્કાર કરતાં પૂછ્યું: 'કેમ કાંઈ ભાળ મળી ?'

'જે સમાચાર મળે છે તે નિરાશાજનક છે. નથી કોઈ પત્તો બતાવી શકતું કે નથી કોઇના ઉપર કોઇ શક લાવતું. તપાસ કરવાનું નજીવું સૂત્ર પણ હાથ નથી લાગતું. તેથી જ તમારી પાસે આવ્યો છું. તમે કહેતાં હતાં કે આ સમાજમાં એવા બનાવ બને તેની નવાઈ નથી. એ ઉપરથી મને લાગે છે કે તમે કાંઇક જાણો છો.'

'હું શી રીતે જાણું ? અમે રહ્યાં ગામને છેડે અને તેમાં પણ સમાજની બહાર એટલે અમને શી ખબર પડે ?'

'ના. બ્હેન ! એમ વાત ન ઉડાવો. મેં તમને મારાં બ્હેન ગણ્યાં છે. તમે મને જરૂર જે કાંઇ જાણતાં હો તે

કહો. એક ભદ્ર કન્યા કોઇ બદમાશના હાથમાં જઇ પતિત થાય તેનો પણ તમે વિચાર નથી કરતાં ?'

'ના, ના. એવું કાંઇ હોય એમ લાગતું નથી. મને તો કશી ખબર નથી. પરંતુ આજુબાજુના સંજોગો ઉપરથી કહું છું. તમે પણ એ બધી વાત જાણો તો તમેય એમ જ કહો.'

'પણ મને એ વાત તો કરો.'

'દુલારી !' મનોરમાએ કન્યાને બોલાવી, 'મામા માટે જરા ચ્હા મૂકી દે તો !' કન્યાને આજ્ઞા કરી તે મને કહેવા લાગી:—

'અમારાપર અત્યાચાર કરનારા સમાજના અગ્રણી જ એ નિવારણબાબુ. મારા અહીં આવ્યા બાદ પણ તેમણે જુલ્મ કરવામાં બાકી રાખી નહોતી. પરંતુ તેમની દીકરી મૃણાલિની ઘણા જ ઉચ્ચ હૃદયની છે. તે વારંવાર છાનીમાની દુલારીને મળતી અને ધીરજ આપતી. તે ઉપરાંત એમ પણ કહેતી કે 'જો મારા પિતા હદ ઉપરાંત અત્યાચાર કરશે તો હું જાતે તમારો પક્ષ લઈ પ્રતિકાર કરીશ. તારી બાને કહેજે કે તમે જરાય ડરશો કે ગભરાશો નહીં.'

'ધીમે ધીમે દુલારી તથા મૃણાલિની વચ્ચે મૈત્રી સંબંધ થયો. સાથે સાથે વિમળા પણ દુલારીને મળવા લાગી. મૃણાલ દુલારી કરતાં મોટી હોવાથી વિમળા સાથે તેનો જીવ વધુ મળી ગયો. બન્ને એક બીજાને મળવા તથા દીલની વાતો કરવા લાગ્યાં. હું હંમેશાં નિવારણ બાબુના પ્રપંચથી ડરતી, તેથી સચેત રહેતી. અને વિમળા તથા દુલારી વચ્ચેની બધી વાતચીત હું પૂછી લેતી. વિમળાનું લગ્ન રામપૂરના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ પરંતુ બીજવર સાથે કરવા નિવારણ બાબુએ

નક્કી કર્યું હતું. તે ગૃહસ્થને પ્રથમ પત્નીથી એક દીકરો ને એક દીકરી હતાં. વિમળાને એ પસંદ ન હતું. તેનું હૃદય એક કેળવાયલા અને સુશ્ર પણ ગરીબ યુવક તરફ વળ્યું હતું. મૃણાલ આ બીના જાણતી હતી, પરંતુ નિવારણબાબુ કે શૈલબાળા એ બાબત સમ્મત નહિ થાય એવી ખાત્રીથી તે વાત તેમણે કોઇને કરી ન હતી. તે યુવક પણ વિમળા માટે પ્રાણ આપવા તત્પર હતો. પરન્તુ હિંદુસંસારમાં વર–કન્યાનું ધાર્યું થતું જ નથી. એ તો માબાપરૂપ નટના હાથમાં યાંત્રિક પુતળાં જ માત્ર.

"હવે તમે જુઓ કે જે દિવસે વિમળાનું વાગ્દાન થયાનું તે જ દિવસે તે ગુમ થઈ એનું શું કારણ હોવું જોઇએ ?"

"ખરૂં !" મેં કહ્યું. "પણ હિંદુ કન્યા થઇ માબાપનો આશ્રય છોડી નાસી જવું એમાં તો દૂષણ છે ને ?"

"એ દૂષણ માબાપને. કન્યાને કયારે કહેવાય કે જ્યારે તે ખોટા ઇરાદાથી ગઈ હોય ત્યારે. આ તો તેનાં માબાપ તેનાં લગ્નની વાત કબુલ કરે તો પાછી ફરે એમ છે અને માબાપ દ્વારા જ લગ્ન કરાવવાની છે. પછી દૂષણ કેવી રીતનું ?"

"ત્યારે તો એ કયાં ગઇ અને કેવી રીતે ગઈ તે તમે જાણો છો જ. પછી શા માટે એનાં માબાપનો જીવ બાળો છો ? કેમ ખબર આપતાં નથી ?"

"મનુષ્યને પોતાના કર્મ માટે પસ્તાવો થવો જ જોઇએ અને તેમ છતાં મૃણાલ કયાં એ વાતથી અજાણી છે ? તે કેમ કહેતી નથી ? તે ન કહે તો અમે શી રીતે કહીએ ? કોઇનો વિશ્વાસઘાત—"

"ના. ના. વિશ્વાસઘાત કરવાની કાંઇ જ જરૂર નથી' એમ બોલતી બોલતી મૃણાલ ત્યાં દાખલ થઈ. "મનુમાસી! તમે જે કર્યું છે તે યોગ્ય જ છે. મારી વિમળા જરાય દુષિત નથી." પછી મારા તરફ ફરી બોલી: "તમે પોલિસના માણસ છો. પરન્તુ મનુમાસી સાથે તમારો પરિચય જોતાં તમારા તરફથી ભયનું કારણ હું જોતી નથી. મને ખાત્રી છે કે એક ભદ્ર કુટુંબની ઇજ્જત તમે જરૂર બચાવશો. મેં તમને કહ્યું કે મારી વિમળા જ્યાં હશે ત્યાં કુશળ હશે. એમ જ છે. જુઓ આ તેનો કાગળ." તેણે મારા હાથમાં કાગળ મૂક્યો."

'મૃણાલ બ્હેન!

હું કુશળ છું ધારેલે ઠેકાણે સહીસલામત આવી પહોંચી છું. મારી જરાય ફીકર કરશો નહિ. બાપાજીનો ક્રોધ શમે અને તે મારા લાભમાં મત આપે એટલી જ વાર છે. મને ખબર આપશો કે તરત જ હું આવીશ. શું કરૂં? બીજો ઉપાય જ ન હતો તેથી આ રસ્તો લીધો છે. પણ મારા લાભ સાથે બીજાનુંય હિત જરૂર કરજો. જેની સાથે હું અહીં આવી છું તે વ્યક્તિને તમે જાણો છો. તે દુ...ને જરૂર સુખી કરશે. અને મારા બનાવથી સમાજ કે બાપાજી પણ તેને કનડી શકશે નહિ. માટે એટલું ખાસ ધ્યાન રાખી બધી ગોઠવણ કરજો.

લી. તમારી નાની બ્હેન

"વિમુ"

'કેમ?' મૃણાલ બોલી. 'હવે ખાત્રી થઇ! જો તમે ખરેખર જ ન્યાય અન્યાય અને હિતાહિત જોઇ કામ કરવા તૈયાર થતા હો તો હું કહું તેમ કરો. તમને યશ મળશે અને

નિર્દોષો સુખી થશે. તેમ નહિ કરો તો સમાજની વેદીપર એક નહિ–બે નહીં, પણ પણ ચાર ચાર બળિદાન અને કદાચ બે વધુ પણ અપાશે.'

હું ત્યાંથી નીકળી નિવારણબાબુને એકાંતમાં મળ્યો.

'નિવારણ બાબુ! તમારી વિમળા પાછી આવે તો તમે તેને ઘરમાં રાખો કે તેના આવા કાર્યથી ત્યાગ કરો?' મેં પ્રથમ પૂછ્યું.

'જરૂર રાખું વિમળાનો ત્યાગ કરી શકું નહિ.' તેમણે કહ્યું.

'પણ સમાજ—'

'રાખો સમાજની વાત. સમાજ એટલે અમે અને અમે એટલે સમાજ.'

'ત્યારે જે લોકો આવા કામ માટે વા પુનર્લગ્ન માટે સમાજબહાર થયા હોય તેનું શું? તેથી તો તમારી નિંદા થશે.'

'એ ખરું, પણ જો વિમળા પાછી આવતી હોય તો તે લોકોનેય હું સમાજમાં લેવા તૈયાર છું.'

'ત્યારે જે લોકો એમ સમાજબહાર હોય તેમને સમાજમાં લ્યો એટલે વિમળાની લાગ તમને આવે. કારણ પ્રથમ વિમળા આવે તો તમને કેટલીક મુશ્કેલી પડશે.'

નિવારણબાબુ કાંઈક વિચારમાં પડ્યા. એટલામાં મૃણાલ ત્યાં આવી બોલી: 'એમાં વિચાર શો કરવાનો છે બાપુ! સૌ મનનાં કારણ છે.'

નિવારણબાબુએ ગામના કેટલાક માણસોને બોલાવ્યા. મનોરમાને પણ બોલાવી અને પંચ મારફત ઠરાવ કરી મનોરમાને સમાજમાં લીધી. મેં નિવારણબાબુને ચેતવણી આપી કે વિમળા પાછી આવે ત્યારે તે ક્યાં ગઈ હતી, કોની સાથે ગઈ

હતી તે કાંઈ પૂછવું નહિ. જાણે કાંઇ બન્યું જ નથી એમ રહેવું અને મૃણાલ કહે તેની સાથે તેનું લગ્ન કરી આપવું.

ત્યાંથી નીકળી મનોરમાને ત્યાં જઇ વિમળાના કહેવા મુજબ દુલારીનું પણ લગ્ન નક્કી કરવાનું ઠરાવ્યું. બીજે જ દિને વિમળા સવારમાં પાંચ વાગે ઘેર આવી.

નિવારણ બાબુએ પોતાના વચન મુજબ તેનું લગ્ન કરી આપ્યું. પણ દુલારીનું લગ્ન ઇશ્વરચંદ્ર સાથે થતાં જ પાછું સમાજનું અહંપદ સ્ફુરી આવ્યું. નિવારણ બાબુએ ઈશ્વરચંદ્રને સમાજબહાર કર્યો. મનોરમા આ આઘાત સહન ન કરી શકી. ચાર દિવસમાં જ તેણે સમાજની વેદીપર દેહ છોડયો. વિમળા પોતાના પતિ સાથે પોતાની ખુશીથી સમાજબહાર રહી. તેના આ વર્તનથી નિવારણ બાબુને ઘણું અપમાન લાગ્યું. પોતાનું જ અંગ પોતાના ઉપર ઘા કરે તે ન સહન થવાથી તે પણ પંદર દિવસમાં સમાજના ભોગ થયા.

બિચારી મૃણાલ! તે પણ આખરે વિમળાની સાથી થઇ અને એ રીતે વિમળા, મૃણાલ અને દુલારી જીંદગી સુધી સમાજબહિષ્કૃત રહ્યાં. ધન્ય સમાજના નેતાઓ! ×

× બળિદાન ૭ મા સાથે આ વાર્તાનું કંઇક અનુસંધાન છે.

# બંડખોર લીલિ

## બળીદાન ૧૮ મું :

હેડક્વાર્ટર અમદાવાદ હોવાથી ડાકોરથી મારે અમદાવાદ જવાનું હતું. ત્યાંથી અમદાવાદ આવવા માટે રાતની 'લોકલ' વધુ સગવડવાળી થઇ પડે છે, અને તેથી મેં લોકલમાં જ જગ્યા લીધી. તહેવારના દિવસો વિના આ ગાડીમાં વધુ ભીડ થતી નથી. મારા ડબ્બામાં ફક્ત એક ગૃહસ્થ અને સ્ત્રી બેઠાં હતાં, અને દૂરના ખાનામાં બે ત્રણ ગામડીઆઓ બેઠા હતા.

ગાડી ઉપડયા પછી વખત ગાળવાના ઇરાદાથી મેં ખીસ્સામાંથી બે સીગારેટ કાઢી. એક પેલા ગૃહસ્થને આપી કહ્યું. "તમારી પાસે દીવાસળી છે ?"

"હા" કહી પેલાએ પેટી માટે ખીસ્સામાં હાથ નાખ્યો, તેવામાં પેલી સ્ત્રી બોલી ઉઠી.

"We are christians ! (અમે ખ્રિસ્તી છીએ) પેટી લેવાથી તમે અભડાઇ તો નહિ જાઓને ?"

માથાથી પગ સુધી ગુજરાતી ડ્રેસમાં સજ્જ થએલાં આ

દંપતી જોતાં, આ સવાલ મને જરા બેહુદો લાગ્યો; પરંતુ ગુજરાતમાં ખ્રિસ્તીઓ ઘણે અંશે ગુજરાતી પહેરવેશ જ કાયમ રાખે છે, તે યાદ આવતાં મને હસવું આવ્યું.

"હું એવી માન્યતાવાળો નથી." મેં જવાબ આપ્યો. "પેટી લેવાથી હું અભડાઈ જવાનો નથી. પણ તમે ક્રિશ્ચીયન હશો એમ મેં નહોતું ધાર્યું. તમારે ક્યાં જવું છે?"

"અમે આણંદ જઈએ છીએ. ગોધરામાં જરા પ્રચારકાર્ય કરવાનું હતું, તેથી ગયાં હતાં. પણ તમે જરા સ્વતંત્ર વિચાર ધરાવનારા છો જાણી આનંદ થાય છે. બાકી તમારી હિન્દુની જાત—"......

"અમારી હિન્દુની જાત એટલે? માફ કરશો, પણ તમે પોતે જ પહેલાં હિન્દુ ન હતાં?"

મારો પ્રશ્ન સાંભળતાં જ પેલા ગૃહસ્થને હસવું આવ્યું. તે બોલ્યો.

"ભાઈ તમે જ્યારે લીલિની કથની તેને મોઢેથી જ સાંભળશો, ત્યારે તમારા વિચારો પણ કંઈક અંશે બદલાશે. તારી વિતક વાર્તા તો એમને સંભળાવ, લીલિ!"

લીલિએ ટુંકમાં જ પોતાની વાત કહેવા માંડી.

"મારૂં નામ લલિતા. મારો જન્મ ઉચ્ચ બ્રાહ્મણ કુળમાં થયો છે. મારાં માબાપ મારા નાનપણમાં જ ગુજરી ગએલાં, પણ હું મારા મામાને ત્યાં ઉછરીને મોટી થઈ. મારા મામા મામી મને પોતાની પુત્રી તરીકે જ રાખતાં અને કોઈ રીતે ઓછું આવવા દેતાં નહિ. હું ઉમ્મર લાયક થઈ ત્યારે મારૂં લગ્ન તેજ ગામમાં વસતા અમારી જ્ઞાતિના એક કહેવાતા સુધરેલા યુવાન સાથે થયું. આ યુવાન હજુ પણ હયાત છે, સમા-

જના કુરિવાજો સામે વારંવાર પોતાની કલમ ઉઠાવે છે, અને પાકા સુધારકનો ડોળ કરે છે.

કેટલાક સમય બાદ મારા મામાએ યાત્રાએ જવાનું નક્કી કર્યું, અને મને પણ સાથે લઇ જવાનો વિચાર કર્યો. હું મારા પતિદેવની રજા લઇ તેમની સાથે યાત્રાએ નીકળી. જુદાં જુદાં સ્થળોએ ફર્યાં બાદ અમે કાશીમાં આવ્યાં. ત્યાં એક પંડયાને ઘેર ઉતારો કરી સ્નાન કરવા માટે અમે ઘાટ ઉપર જવા નીકળ્યાં. સાંકડા રસ્તા, ગીચ વસ્તી, અને ઘાટ ઉપર યાત્રાળુઓની અત્યંત ભીડને લઇને હું મારા મામાથી છૂટી પડી ગઇ, અને બે મુસ્લીમ ગુંડાઓના હાથમાં ફસાઇ પડી. તેઓએ મને આશ્વાસન આપી, જે પંડયાને ત્યાં અમે ઉતર્યા હતાં ત્યાં લઈ જવાની ખાત્રી આપી. તેમના મીઠા શબ્દોથી મને જરા પણ વહેમ આવ્યો નહિ, અને હું તેમની સાથે ચાલી નીકળી. રસ્તાથી હું તદ્દન અજાણી હોવાથી તેઓ મને ક્યાં લઇ જાય છે તેની મને જરા પણ સમજ પડી નહિ. આખરે એક અજાણ્યા મકાન આગળ આવી તેઓ ઉભા રહ્યા, ત્યારે જ મને જરા વહેમ પડયો.

"આતો પંડયાનું મકાન ન હોય." મેં ડરતા ડરતાં એક જણને કહ્યું.

"હા. આતો મારા એક મિત્રનું મકાન છે, પણ રસ્તામાં જ આવતું હોવાથી વિચાર થયો કે મળતો જાઉં" પેલાએ જવાબ આપ્યો અને બન્ને જણા મકાનના પગથીઆં ચઢવા લાગ્યાં. હું જરા કચવાઇ, એટલે પેલો બોલ્યો.

"તમે મારા મિત્રની પત્ની પાસે બેસજોને! જરાં પણ સંકોચ રાખશો નહિ. અંદર આવો." હું તેમની પાછળ અંદર

ગઈ. અંદર દાખલ થતાં જ એક જણે તરત જ બારણાં વાસી દીધાં, અને બીજાએ છરો કાઢી ધમકી આપતાં કહ્યું:—

"જો જરા પણ બુમ પાડી છે તો જાનથી જઇશ."

આ અણધાર્યા ફેરફારથી હું તદ્દન ગભરાઈ ગઈ, અને શું કરવું તે સૂઝયું નહિ. છરાની ધાસ્તીથી મારાથી બૂમ પણ પાડી શકાઇ નહિ. તે રાત્રે તેઓએ થોડાં દાળભાત લાવીને મારી આગળ મૂક્યાં, પણ મેં ખાધું નહિ. આખી રાત ભૂખેજ વિતાવી.

બીજે દિવસે પેલામાંનો એક જણ બહાર ગયો. તે કેટલીકવારે બે માણસોને તેડીને આવ્યો. નવા આવનારમાંનો એક જણ કાજી જેવો લાગતો હતો. હું તરત જ સમજી ગઈ કે તેઓ મારા નીકાહ પેલા બીજા આવનાર સાથે કરવા માગે છે, અને ગુંડાઓએ મને વેચીને પૈસા લીધા છે. તે લોકોએ એ કોરા કાગળ ઉપર બળજબરીથી મારી સહી કરાવી લીધી, અને કાજીએ કેટલાક કલમાઓ પઢીને અમારા નીકાહ થઇ ગએલા જાહેર કર્યા. હું લલિતા મટી લુત્ફુન્નીસા બની."

બોલતાં બોલતાં લીલિની આંખમાં આંસુ આવી ગયાં. તેણે આગળ ચલાવ્યું.

"કાજીના ગયા બાદ પેલો યુવક મને પોતાના મકાન ઉપર લઈ ગયો. તેણે કહ્યું:

"તું મારી બીબી બની ચુકી છે. તું હવે નાસી જઇશ તો પણ તારાં સગાંવહાલાં તને હવે સંઘરવાનાં નથી. તું મુસ્લીમ ધર્મ સ્વીકારી ચુકી છું. માટે નાસવાનો પ્રયત્ન કરતી નહિ. અહીં તને જરા પણ દુ:ખ નહિ પડે, અને તું સુખચેનથી રહી શકીશ."

મારે કબુલ કરવું પડે છે કે મારે તેની બીબી તરીકે

રહેવું પડ્યું, તેનું અન્ન ખાવું પડ્યું, છતાં પણ મારો હિન્દુ ધર્મ માટેનો પ્રેમ અવિચળ જ રહ્યો, તેથી પંદરેક દિવસ બાદ લાગ સાધીને ઘરમાંથી ટીકીટ જોગા પૈસા લઇ હું ગાડી કરી સ્ટેશન ઉપર આવી અને મારા પતિને વતન આવવા નીકળી.

આ બાજુ મારા મામાએ પોલિસમાં ખબર આપી, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. તેથી છેવટે નિરાશ થઈ તેઓ મારી મામીને લઇ ઘેર ગયા. મારા પતિદેવને ખબર મળતાં તેમણે પણ મારી ઘણી તપાસ કરાવી, જાહેર ખબરો આપી, પણ વ્યર્થ. હું જ્યારે ઘેર મારા પતિ પાસે આવી ત્યારે પ્રથમ તો તેઓ આભા જ બની ગયા. થોડીવાર વિશ્રાન્તિ લઇ મેં તેમને બધી હકીકત અક્ષરસઃ કહી સંભળાવી. પણ મારી હકીકત સાંભળતાં જ તેમની રીતભાત બદલાઇ ગઇ. સનાતન હિન્દુ ધર્મ જાણે રસાતાળ જવાનો હોય અને તેના રક્ષણ માટે તેઓ જાણે ઝુંડો લઇને ઉઠયા હોય તેમ જુસ્સે આવ્યાં તેટલાં ગાળી પ્રદાનો સાથે તેમણે મને તરત જ ઘર બહાર હાંકી કાઢી. મેં તેમને ઘણી વિનંતિ કરી, શુદ્ધિ કરાવ્યા પછી સ્વીકારવા કહ્યું, પણ મારી આજીજી વ્યર્થ ગઈ. હતાશ થઇ. હું મારા મામાને ઘેર આવી. પ્રથમ તો તેઓ મને જોઇ અત્યંત રાજી થયા, પણ મારાં વિતક સાંભળ્યા પછી તેમણે પણ મને પોતાના ઘરમાં રાખવા ના પાડી. હવે મારે શું કરવું ? ત્યારથી જ મને તમારા હિન્દુસમાજ પ્રત્યે તિરસ્કાર છૂટયો—તમારા–કારણ કે મારો સમાજ હવે હું કહેવડાવવા માગતી જ નથી. મારા દંભી સમાજસુધારક અને શુદ્ધિ સંગઠનના પોકળ ઉપાસક પતિ પ્રત્યે પણ મને અત્યંત ધિક્કાર ઉપજ્યો. આખરે વિચારમાં ને વિચારમાં હું જેમ જવાય તેમ ચાલવા લાગી.

કેટલેક દૂર ગયા પછી એક નાનું ટોળું મારી નજરે પડ્યું–ટોળાની વચ્ચે એક ખ્રિસ્તી ઉપદેશક બાઇબલમાંથી કેટલાક ફકરા વાંચી સંભળાવતો હતો અને તેનો અર્થ સમજાવતો હતો. તેની આસપાસ મજુરો અને તેવા જ હલકા વર્ણના માણસોનું નાનું ટોળું જામ્યું હતું–થોડે દૂર બે ત્રણ ભંગીઓ પણ આ ઉપદેશ સાંભળતા હતા. ટોળામાં પાંચ છ મજુરણો પણ ઉભી હતી, ત્યાં આગળ હું જઇ ઉભી, અને સાંભળવા લાગી. ઉપદેશનું તાત્પર્ય મને એટલું જ લાગ્યું કે પ્રભુ તો એક જ છે, પણ ખ્રિસ્તી થવાથી જ્ઞાતિનાં સાંકડાં વર્તુળો આડે આવતાં નથી, જાતિ ભેદ નડતો નથી, આભડછેટનો સવાલ રહેતો નથી. અને સંકુચિત વિચારોમાંથી છૂટાપણું મળે છે. અલબત્ત અંત્યજ જેવી વર્ણ પાસે બન્ને ધર્મની સરખામણી કરીએ તો કાંઈ નહિ તો છેવટે મનુષ્યત્વના જન્મસિદ્ધ હક્ક ખાતર પણ તે ક્રિશ્ચિઆનિટી જ પસંદ કરશે. તો મારી સ્થિતિ તો અંત્યજ કરતાં પણ ભુંડી હતી. મને આ ઉપદેશ દૈવી સંદેશ સમો લાગ્યો. ટોળું વીખરાઇ ગયું એટલે હું ઉપદેશક પાસે ગઇ. ઉપદેશક આ મારો ડેનીયલ જ હતો. મેં તેને મારો ખ્રિસ્તી થવાનો વિચાર જણાવ્યો એટલે તે મને તેના વડા પાસે લઇ ગયો, અને છેવટે હું ક્રિશ્ચીયન બની. આ ધર્મમાં હું સુખી છું. અમારામાં નથી સીમંતવરા કે નથી વિવાહ વરસીનો લખલુટ ખરચ ! નથી ખોટી આભડછેટ કે નથી સમાજનાં અર્થ વિનાનાં બંધનો. અને મને આ રાહ બતાવનાર પ્રત્યે મારો પ્રેમ કુદરતી રીતે હોય જ, તેથી જ મેં ડેનીયલ સાથે લગ્ન કર્યાં છે. ડેનીયલને પોતાને પણ સંજોગવશાત્ હિન્દુ ધર્મ છોડી ખ્રિસ્તી થવું પડ્યું છે, તેથી અમારો

બન્નેનો ધર્મ પ્રત્યેનો ધિઃક્કાર સરખો જ છે. તેણે પ્રીચર તરીકે નોકરી લીધી છે અને હું પણ મારા વેરનો અગ્નિ શાંત કરવા, અને હિન્દુસમાજને થાય તેટલો નાબુદ કરવા તેની સાથે મીશનના પ્રચારકાર્ય માટે ભટકું છું.

લીલિ બોલી રહી. ગત બનાવોની સ્મૃતિ થવાથી તે ઉશ્કેરાઈ ગઇ હતી. ટ્રેન પોતાનો રસ્તો કાપ્યે જ જતી હતી, કેટલાં સ્ટેશન ગયાં તેની પણ ખબર રહી ન હતી. લલિતા જેવી એક હિંમતવાન બાળાને હિન્દુસમાજ ગુમાવે, તે મારાથી સહન થઇ શક્યું નહિ.

" પણ બ્હેન, તમારા પતિને પાછળથી જરૂર પસ્તાવો થયો હશે. તમે તેમને ફરી મળ્યાં હતા ? " મેં પ્રશ્ન કર્યો.

" પસ્તાવો ! અરે તેણે તો તરત જ ફરી લગ્ન કરી નાખ્યાં છે. હું પણ વરસમાં પચીસ વખત તેના મકાન પાસે થઇને ડેનીયલને સાથે લઇને પસાર થાઉં છું. ખાસ તમારા જ્ઞાતિના અને ધર્મના પુંછડાં ધરાવનારાઓને બાળવા માટે જ મારે આમ કરવું પડે છે. અને તે તો મારા કાર્યક્રમનો એક ભાગ થઇ પડયો છે. તમારા સમાજ કરતાં અહીં હું મારે મન ઘણી સુખી છું; તમે તમારે—"

એટલામાં આણંદ સ્ટેશન આવ્યું. ટ્રેન ઉભી રહી. લીલિ ને ડેનીયલ ઉતર્યાઃ ડેનીયલે પોતાના સરનામાનું કાર્ડ મારા હાથમાં મૂક્યું. લીલિએ મને કોઈ પ્રસંગે જરૂર આવવા વિનવ્યો. હિન્દુસમાજની પોતાની જ એક શક્તિ તેનો જ નાશ કરવા રચીપચી રહેતી જોઈ મેં ફરીથી તેને કહ્યું.

" તમે આ પ્રવૃત્તિ છોડી દો. તમે બન્નેની શુદ્ધિ કરાવી હિન્દુ ધર્મમાં—"

## સમાજની વેદીપર

"જવા દો એ વાત! અમે હિન્દુ થઇએ એટલે ચારેય બાજુએથી પાછાં હડધુત થવાનાં. અમારી સંતતિની પણ બુરી દશા થાય. મારા સંજોગોનો વિચાર કરી તમે જ ખરા અંતઃ-કરણપૂર્વક કહોને કે હું ક્રિશ્ચીયન ન થાઉં તો શું કરૂં?"

ગાર્ડે સિટી મારી. ટ્રેન ઉપડી. ટ્રેન ચાલ્યા પછી પણ લીલિનો પ્રશ્ન મારા મનમાં જ ઘુમી રહ્યો કે "હું ક્રિશ્ચીયન ન થાઉં તો શું કરૂં?"

પ્રિય વાંચક! તુ ઉત્તર આપી શકીશ કે આ હિન્દુ-સમાજ ક્યારે સમજશે?

# અબળાની આત્મકથાઓ

( લેખકઃ—રા. ધીરજ )

સ્ત્રી જાતિ ઉપર હિન્દુસમાજ કેટલી હદ સુધી 'ડાયરી-ઝમ' ચલાવે છે? ત્રાસ, જુલમ અને આપખુદી સહન કરતી આર્ય-બાળાઓનાં જીવન કેવાં અધમ થઈ જાય છે તેનો હૃદયભેદક ચિતાર આ પુસ્તક વાંચતાં આંખ સામે ખડો થાય છે. ૧૬ હૃદયભેદક સાંસારિક વાર્તાઓ છે. તેમાં થોડીક તો જુઓઃ—

**૧ લી વાર્તાઃ** કન્યાવિક્રયી માબાપોનાં દુષ્કૃત્યથી દીકરીઓનો સંસાર કેવો સડેલો થઈ જાય છે, તે આ એક જૈન કુમારિકાની કરૂણ કથની વાંચતાં સમજાશે.

**૨ જી વાર્તાઃ** સાસુ નણંદના જુલમથી ત્રાસેલી, રડવા કૂટવાના દુષ્ટ રિવાજે રામશરણ થનારી આ બ્રાહ્મણ કુમારિકાની આત્મકથા તમારી આંખમાં આંસુઓ લાવશે.

**૩ જી વાર્તા :** પરદેશ ગયેલા પતિની પત્ની યમુનાપર કેવા કેવા કારમા કેર વર્તાય છે, તેનો ભરકોર્ટમાં ચાલેલો કેસ, અને મેજીસ્ટ્રેટ સમક્ષ તેણે રજુ કરેલી જીવનકથા વાંચતાં સડી ગયેલા હિન્દુસંસારનું તમને ભાન થશે.

**૪ થી વાર્તાઃ** વ્યભિચારી પતિના પનારે પડેલી, સાસુ નણંદના જુલમ સહતી, શોકયના સાલથી દુઃખી થતી આ ઔદિચ્ય બ્રાહ્મણકન્યા ઉષાની આત્મકથા રૂઢીની ભીષણતા અને સ્ત્રીવર્ગની પરાધીનતાનું ભાન કરાવશે.

**૫ મી વાર્તાઃ** હિન્દુસ્થાનમાં વેશ્યાઓ કેમ વધે છે? તે આ નાગરજાતિની મોઢે ચઢાવેલી કન્યા વિમળાકુમારીની જીવનકથાથી તમે જાણી શકશો.

**૬ ઠ્ઠી વાર્તા :** કણબીની ન્યાતની આશાબાઈની આ

આત્મકથા તમને કેળવણી ખાતાના ઈન્સ્પેકટરો મહેતીજીઓને કેવી રીતે શીશામાં ઉતારે છે તે સમજાવશે.

**૭ મી વાર્તા:** શ્યામાની આ આત્મકથા હિંદુસંસારમાં કજોડાંથી થતી પાયમાલીનાં દર્શન કરાવશે.

**૮ મી વાર્તા:** પુરોહિતની દીકરી ઈન્દીરા વેશ્યા બનવા જેટલી સ્થિતિએ કેવી રીતે પહોંચી, તેનું બ્યાન તમારા હૃદયને કમકમાવી નાખશે.

**૯ મી વાર્તા:** વિનોદિનીની આત્મકથા તમને આર્ય અબળાની અજબ સહનશકિત તથા ઉચ્ચ આત્મભોગનો ખ્યાલ આપશે.

**૧૦ મી વાર્તા:** નણંદના કુકર્મે ભાભી રૂપાળીને ભોગવવી પડેલી અસહ્ય યંત્રણા તો તમે રૂપાળીનું વૃત્તાંત વાંચીને જાણી શકશો.

**૧૧ મી વાર્તા:** એક કચ્છી બાઈની આ આત્મકથા તમને હિન્દુ શિક્ષિકાઓમાં, ધર્મમંદિરો, ધર્મગુરૂઓ, તથા સંસ્થાઓમાં ચાલતા ભવાડાઓનો ભેદ ખુલ્લો પાડશે.

**૧૨ મી વાર્તા:** લોહાણાની પુત્રી સુશીલા કેવી રીતે દુઃશીલા બને છે તેનો ઉલ્લેખ શબ્દોમાં કરી શકાય તેમ નથી.

**૧૩ મી વાર્તા:** કોકીલાની આ કર્મકથા તમને હિન્દુ-સમાજની નીચતા–નઠોરતાનું અનુમાન કરાવશે.

આથી પણ હિંદુસંસારની નિષ્ઠુરતાનું વધુ દર્શન તો તમને ૧૪, ૧૫, ૧૬ મી વાર્તા કરાવશે. આમાંથી એક જ વાર્તા વાંચવાથી તમારાં ખરચેલાં નાણાં વસુલ થઈ શકશે. વિદ્વાનો તથા વર્તમાનપત્રોના ઉત્તમ અભિપ્રાયો મળેલા છે.

જલદી મંગાવી લો. પાકું પુંઠું, સોનેરી નામ, સચિત્ર;

**કિમ્મત ૨–૮–૦** લખો:

વ્યવસ્થાપક : **સેવાસમિતિ પુસ્તકાલય**

૧૦૯, અરદેશર દાદી સ્ટ્રીટ. પટેલ બીલ્ડીંગ : મુંબઈ. ૪.

# વનિતાની વાતો.

( લેખકઃ રા. ધીરજ. )

સંસારના સંતાપમાં સળગી રહેલી સુન્દરીઓની આ કરૂણાજનક કહાણીઓ તમારી આંખ આગળ રૂઢીને નામે ચાલતા દંભ તથા પ્રપંચ ખુલા કરી તમારા હૈયાને હચમચાવી મૂકશે. જુઓઃ-

**વાર્તા ૧ લી**—બાળલગ્નની બદી સામે પોકાર કરી જીંદગીમાં **વમળમાં** પડેલી બે સ્ત્રીઓ કમકમાટી ઉપજાવે તેવી પોતાની જીવનકથાઓ રજુ કરે છે અને તેમાં ગરીબ સંસારની હાડમારીઓ, બાળમરણનાં ભયંકર કારણો અને ધર્મનીતિ વિનાની કેળવણી લઈ ફેશનમાં ફસાઈ પડેલી એક સુધરેલીનો ઇતિહાસ એવી અસરકારક રીતે ગુંથવામાં આવ્યો છે કે જે વાંચતાં તમારૂં દિલ કંપી ઉઠશે.

**વાર્તા ૨ જી**—સ્ત્રીઓમાં રમાતા જુગારથી સંસારની કેવી દુર્દશા થાય છે તે આ એક વણીક કોમની સ્ત્રીને મોઢેથી તેનાં **અવળાં કર્મની કહાણી** જાણી તમે આશ્ચર્યચકિત થઈ જશો.

**વાર્તા ૩ જી**—આ દેશમાં સાધુ બાવાઓ ભોળી ભામાઓને ભમાવી કેવી પોપલીલાઓ કરે છે? ભગવી ચીંદરી ધરનારાઓ-સાધુના રૂપમાં શયતાનો સમાજની આંખમાં ધોળે દહાડે કેવી ધૂળ નાંખે છે? તે વાંચતાં આ એક જ વાર્તા તમને આખા પુસ્તકનું મૂલ્ય વસુલ કરાવી દેશે.

**વાર્તા ૪ થીઃ**—રૂઢીના જુલ્મ તળે કચડાએલી એક પ્રેમ યોગિની પોતાના જીવનને **પ્રકાશને પગલે** શી રીતે વાળી શકે છે, તેનો ચિતારઃ આમાં છે.

**વાર્તા ૫ મીઃ**—એક દીનહીન શિક્ષકની સ્ત્રી પોતાના માંદા પતિને લઇ મુંબાઇમાં જતાં ત્યાં કેવી અવદશા ભોગવે છે અને આખરે **આપઘાત** કરીને જીવનનો કેવી રીતે અંત આણે છે, તે વાંચી શહેરના સડેલા જીવન ઉપર તમને તિરસ્કાર આવશે.

**વાર્તા ૬ઠ્ઠીઃ**—ગરાસીઆની કોમમાં દત્તક લેવાના નિંદ્ય રિવાજથી એક સ્ત્રીનું બીજી સ્ત્રી સાથે લગ્ન થવાની કમકમાટી ભરેલી

વાર્તા વાંચીને એ કરૂણ પ્રસંગ ઉપર તમારા હૃદયમાં પ્રશ્ન ઉઠશે કે આ તે કુમારિકા કે વિધવા?

**વાર્તા ૭મી:**–રૂઢીના જુલમથી ત્રાસેલી હિંદુ સ્ત્રીઓ ખ્રિસ્તી ધર્મમાં કેવી રીતે ધસડાઇ જાય છે, તેનો ત્રણ સ્ત્રીઓને મોઢેથી રજુ થએલો હેવાલ આ **સ્મરણ અને સંતાપ** નામક વાર્તામાં જોઇ શકશો.

**વાર્તા ૮ મી:**—હિન્દૂ અવિભક્ત કુટુંબોમાં ધર્મ, રૂઢી અને રિવાજને નામે કેવા દંભ તથા ગોટાળા ચાલે છે અને તેને પરિણામે જુવાન વિધવાઓનાં જીવન **અંધકારને શરણે** કેવી રીતે પડી જાય છે તે આમાં જોશો.

**વાર્તા ૯ મી:**—ઇતિહાસનાં પાનાં અમર બનાવનારી રાજપૂત કોમનો અત્યારે કેવો અને કેટલો **અધઃપાત** થયો છે, એ વાંચીને એની કરૂણ દશા ઉપર તમારી આંખમાં આંસુ આવશે.

ગુજરાતી નવલકથાના ક્ષેત્રમાં આજ સુધી આવું પુસ્તક કદી બહાર પડયું નથી, વ્હાલા–વ્હાલીના ટાયલાથી તદ્દન નિરાળું અને સંસારના સડાઓ સામે ભયંકર પોકાર ઉઠાવી તે દૂર કરવાના ઇલાજો સુચવનારૂં આ સચિત્ર પુસ્તક દરેક જણે વાંચવુંજ જોઈએ. ઉંચા એન્ટિક પેપરો, નયનરંજક ચિત્રો, સુંદર છપાઈ અને સોનેરી નામનું મજબુત પૂઠું છતાં કિમ્મત માત્ર રૂ. ૩–૦–૦

## અભિપ્રાયોમાંના થોડાકનો ટુંકસાર.

દરેક વાર્તા સમાજજીવનનો જુદો જુદો પ્રશ્ન છેડતો હોઇને ઉપયોગી તથા વાંચવાલાયક છે. **હિંદુસ્તાન**

હિંદુ સંસારના અનેક કરૂણારસિક પ્રસંગોનાં ચિત્રો ઠીક રીતે રજુ કરવામાં આવ્યાં છે. **ગુજરાતી કેસરી.**

સામાજિક કુરૂઢીઓની ભયંકરતાનો આથી ખ્યાલ આવે છે. હિંદુ સંસારમાં અમે આ પુસ્તકને આપણા પુરૂષ વર્ગની આંખો ખોલનારૂં અને તેમાં બારીક ગનનનો ખોરાક પુરો પાડનારૂં ગણીએ છીએ. **ગુજરાતી પંચ.**

લખો:

વ્યવસ્થાપક: **સેવાસમિતિ પુસ્તકાલય**

૧૦૯, અરદેશર દાદી સ્ટ્રીટ: પટેલ બિલ્ડીંગ મુંબઇ. નં ૪.

# મહીલાઓની મહાકથાઓ

લેખિકા:—**લક્ષ્મીબેન ગોઃ ડોસાણી** ( તંત્રીઃ સમાજજીવન )

આ પુસ્તકમાં ૨૩ નાનીમોટી વાર્તાઓ છે. તેમાંની એકે એક વાર્તા આજે હિંદુ સંસારરંગભૂમિપર ભજવાતા જુદા જુદા હૃદયવિદારણ પ્રસંગો છે, એ કલ્પનાના તરંગો નથી પણ હિંદુસમાજની રાક્ષસી રૂઢીની ચક્કીમાં પીસાઈ પાયમાલ થયેલી, હિંદુસમાજને શાપ આપતી જુદીજુદી બ્હેનોનાં અંતરનાં દ્વારો ઉઘડાવી આલેખેલી મહાકથાઓ છે.

શારીરિક, માનસિક કજોડાં-લગ્નનાં ભયંકર પરિણામો, વાસના, દંભ અને ધર્મના ઈજારદારોની પોલ, કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્નના વરજોળા, મંદિરોના ગોટાળા, વિધવાઓની હાલત, ન્યાતના નખ્ખોદીયા પટેલોનું ન્યાયને નામે ફારસ, અસહિષ્ણુતા, સ્વાર્થાન્ધ નરપશુઓના સ્વપત્ની સાથે વ્યભિચાર, મહીલાશ્રમોનું પોકળ આદિ અનેક વિષયો દરેક વાર્તામાં એવી સરળ રીતે ચર્ચવામાં આવ્યા છે કે વાંચનારને જાણે તે આંખ સામે અત્યારે જ બનતો બનાવ હોય તેમ લાગે છે. જુઓ :

**૧ સવિતાની આત્મકથાઃ** રૂપિયાની થેલીઓ રણકાવી બાપે બાળવયમાં, બીજવર-પિશાચને પરણાવતાં સવિતાનો નીચ માલિક કેવી દૂર્ગતિ કરે છે અને અંતે સવિતા કેવી બંડખોર થાય છે તે આમાં જોશો.

**૨ વીરબાઇની વિતક વાતઃ** એક વિષયી નરપિશાચના ફંદમાં ફસાઈ પડેલી આ ભાટિઆણી કેમ પાયમાલ થાય છે, ? તે તો આ વીરબાઈ પોતે જ તમને કહેશે.

**૩ કાન્તાની કથનીઃ** રૂઢીના યજ્ઞમાં પોતાનું બળીદાન આપતી આ કાન્તાબાઈની આત્મકથા જાણતાં તમારાં કાળજાં કકળી ઉઠશે.

૪ **દુઃખી કમળાઃ** કન્યાવિક્રયી બાપના પેટે પડેલી આ કમળાની કરૂણ કથનીથી જો તમારૂં કલેજું કંપે તો જરૂર તેમને મદદ કરજો.

૫ **અવલની આપવીતિઃ** નગરશેઠના મિથ્યાભિમાની છોકરાને પનારે પડેલી, અનેક અત્યાચારો સહન કરતી તજાયલી અવલની હકીકત જાણતાં તમે દુઃખનાં બે આંસુ પાડશોજ.

૬ **સુરબાળાઃ** દંભી સુધારકની જાળમાં સપડાયલી આ પ્રારબ્ધ રૂઠેલ વિધવા અંતે નિરાશ બનતાં ગ્યાસલેટ છાંટી આ જગતથી કેમ છુટી થાય છે, તે નહિ વાંચશો તો જરૂર પસ્તાશો.

૭ **અતિલક્ષ્મીની આત્મકથાઃ** મિથ્યા કુળાભિમાની જાલીમ પંતુજી ધણીના પૈશાચિક કર્મથી બિચારીનો કેમ અકાળે અંત આવે છે તે ચિત્ર કમકમાટી ઉપજાવશે.

૮ **પરાણે વૈધવ્યઃ** બળાત્કારે વૈધવ્ય પાળતી આ બાળા બાળલગ્ન, વૃદ્ધલગ્નની વેદીપર કેમ હોમાય છે ? કહેવાતાં મહિલાશ્રમોમાં કેવી પોલ ચાલે છે ? આ બધા સામાજિક અત્યાચારો વાંચતાં તમારૂં હૈયું હચમચી જશે.

૯ **અનિલાની આત્મકથાઃ** એક નાલાયક—નામર્દ શંકાશીલ પતિ બિચારી અનિલાને કેવી હાલતમાં મૂકે છે. ને આખરે અનિલા કેમ બંડખોર બને છે ? તે તમને અનિલા પોતે કહેશે.

૧૦ **ઓત્તમની આપવીતિઃ** અજ્ઞાનતાની સાક્ષાત પ્રતિમા ઓત્તમ જીવનનાટકના અનેક પ્રવેશો ભજવી અંતે કેમ ખાનાખરાબ થઇ જાય છે તે તમે આમાં પ્રત્યક્ષ જોઇ શકશો.

૧૧ **જડીની જીવનકથાઃ** એક ભવમાંથી પાંચસાત ભવ કરીને પણ સુખી ન થનાર આ જડીબાઇની જીવનકથા તમને કંઇક નવું જ બતાવશે.

૧૨ **શારદાની જીવનસંધ્યાઃ** વિદુષી શારદાએ શંકાશીલ પતિથી માનસિક યાતના સહેતાં જીવનનો અંત કેમ આણ્યો તે વાંચતાં તમને આવા હીજડા માટીડા ઉપર ધિઃક્કાર વરસશે.

**૧૩ જમનાની જીવનકહાણી:** ભગત પતિની વિધવા થએલી જમના મસ્તાનાં મહારાજોના પંથમાં કેમ જઈ પડે છે? ખાસાસેવકીઓનું શું રહસ્ય છે? ધર્મની પોલ છતાં હિંદુસમાજ કેમ આંધળો બને છે એ જોવું હોય તો સાંભળો જમના કહે છે તે.

**૧૪ મણીગૌરીની આત્મકથા:** પ્રબળ વાસનાના પ્રભાવે પતિત થયેલી બડીઇ બ્રાહ્મણ બાળાની આ કથામાં ગરીબને ગોળીથી વીંધનાર હિંદુસમાજની હલકી માન્યતાનું ચિત્ર જોતાં તમે હતાશ થઈ જશો.

**૧૫ એક વૃદ્ધાની આત્મકથા:** વેશ્યાઓ કેમ બને છે? સમાજમાં પારકી સ્ત્રીને વેચવાનો વ્યાપાર કરનારો વર્ગ છડે-ચોક કેવા ગુલામી વ્યાપાર ચલાવે છે? વગેરે દીલને ચોંકાવ-નારી અનુભવી હકીકતો આ વૃદ્ધા તમને જણાવશે.

**૧૬ રામબાઇની રામકહાણી:** 'શાક સારૂં નથી કર્યું' ના મહા [!] અપરાધસર રામબાઇને રખડતી મૂકનાર રામજી ઠક્કરની લાયકાતનું પ્રદર્શન, નાતના પટેલોની પંચાત, જેઠાણી-ની નીચતા તમને આ રામકહાણી કહેશે ને સમાજમાં ચાલતા અત્યાચારથી તમે થરથરી ઉઠશો.

બીજી વાતો પણ તેટલીજ રોમાંચકારી છે. આમાંની એકે એક ઘટના તમને આનંદ સાથે જ્ઞાન આપી હાલના હિંદુસમા-જમાં ચાલતી ભયંકર બદીઓનું ભાન કરાવશે. તેમાંના નય-નરંજક ચિત્રો તો તમે પળે પળે જોશો. આવી હૃદયસ્પર્શી કરૂણ વાતોથી જીવનસંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાનો સુગમ માર્ગ શોધી શકાશે. આ પુસ્તક માટે અતિ ઉત્તમ અભિપ્રાયો મળેલા છે. ગુજરાતી ટુંકી વાર્તાઓના સાહિત્યમાં આવું પુસ્તક કદિ પ્રગટ થયું નથી. કળામય છપાઈ, એન્ટીક પેપર, પાકું સોનેરી પુઠું. કિમ્મત માત્ર રૂ. ૩-૮-૦

# લોહીનો વેપાર

( **લેખકઃ** રા, સાકરલાલ મગનલાલ કાપડિયા. )

ગુજરાતી ભાષામાં આજ સુધી કદિ બહાર ન પડેલી એવી, હિંદુસમાજના પ્રત્યેક પ્રશ્નની તદન સ્વતંત્ર અને નિર્ભયપણે ચર્ચા કરનારી આ એકજ સ્વતંત્ર નવલકથા છે. તમે ભલભલી વાર્તાઓ વાંચી હશે પણ આનંદમાં ગરકાવ કરી દેવા સાથે ગુજરાતના હિન્દુસમાજના ઉદ્ધારની ચાવી તો તમને આ નવલકથા જ બતાવશે.

તમે '**લોહીનો વેપાર**' જોયો તો હશે પણ એ વેપાર નીચે કેવો ભયંકર જ્વાળામુખી ધગધગી રહ્યો છે તે જાણો છો ? તમે કદિ હિન્દુબાલિકાને લગ્નમંડપમાં મંગળ ફેરા ફરવાનો ઈનકાર કરતી જોઇ છે ? રિવાજ પ્રમાણે પતિ થઇ બેઠેલા પત્થરને લોખંડના ચણા ચવાડનાર દ્રૌપદી કદિ નજરે નિહાળી છે ? લગ્નમંડપમાં ઘોડેસ્વાર થઈ આવેલા વરરાજાને ભર્યા મહાજનમાં "ભાઇ" કહી પુકારનારી સિંહણ સમી આર્યપુત્રી જોઇ છે ? બબ્બેવાર તોરણેથી વર પાછો વાળનારી કુસુમકળીની અજબ સ્વતંત્રતાનો પ્રભાવ કદિ તમે અનુભવ્યો છે ? આ બધા ચમત્કારો તમને 'લોહીનો વેપાર' બતાવશે ! આજેજ 'લોહીનો વેપાર' તમારી લાયબ્રેરી માટેવ સાવી લો.

તેમાં સામાજિક બંડ છે, નવું સમાજમંદિર રચવા માટેનાં વિધાન છે, દમ્ભી સમાજસુધારકો ને દમ્ભી ધર્મના પોકળના પ્રકાશ છે, ને બીજું કંઇ એવું એવું છે કે જે તમે આજદિન સુધી ન જોયું હોય. આઠ આઠ મનોમુગ્ધકાર ચિત્રો, અપ–ટુ–ડેટ બાઇન્ડીંગ; એન્ટિક પેપરપર કળામય છપાઈ; આ દળદાર ગ્રંથની **કિમ્મત ફક્ત રૂ. સાડા ચાર.**

## અભિપ્રાયો–

"હમણાં બહાર પડેલી કોઈપણ નવલકથા કરતાં "લોહીનો વેપાર" સહેજે ચડી જાય તેમ છે. આપણા સાહિત્યમાં એ તદ્દન નવા પ્રકારની છે ને જ્યાં સુધી એ સાહિત્ય જીવશે ત્યાં સુધી આ નવલકથા સૌ હોંશે હોંશે વાંચશે........આની અંદર પુરૂષનાં બીજી વારનાં લગ્ન, હાલનાં સંમતિ વગરનાં લગ્ન, સ્ત્રીઓની પરતંત્રતા, વૈષ્ણવ મંદિરોની અપવિત્રતા, દીકરીઓનું વેચાણ—તેમના લોહીના વેપાર વગેરે દુષ્ટ રિવાજોની ઠીક ઝાટકણી કાઢી છે." **સાહિત્ય**

"લોહીનો વેપારજ જાણે હિંદુસમાજમાં ચાલી રહ્યો છે તેનું હૃદયદ્રાવક બ્યાન આ નવલકથા કરાવે છે..." **સાંજ વર્તમાન**

"સામાજિક કુધારાઓ સામે બંડ કરવાનો માર્ગ આમાં લેખકે બતાવ્યો છે. **ગુજરાતી પંચ**

"આ એક સામાજિક નવલકથા છે. હિંદુસમાજમાં રૂઢી–વિવશતાથી જે ઘોર અત્યાચાર થાય છે તેનું આબેહુબ ચિત્ર આલેખવામાં લેખકે સારી નિપુણતા દર્શાવી છે......સ્થળે સ્થળે લેખકે ખોટી રૂઢીઓ પર પ્રહાર કરવામાં ખામી રાખી નથી." **પ્રજાબંધુ**

"વારતાનાં દરેક પાત્રો એવા તો સચોટપણે આલેખવામાં આવ્યાં છે કે વાંચતી વખતે નાટક સામે જ ભજવાઈ રહ્યો હોયની એવો ખ્યાલ આવી જાય છે." **રંગુન સમાચાર**

"આપણી અવદશાનું ભાન થઇ શકે તે રીતે આ પુસ્તકમાં વિવિધ પ્રસંગો ગુંથીને આબેહુબ ચિત્રો દોરવામાં આવ્યાં છે." **ગુજરાતી કેસરી**

"સમાજ રચનાનું પુનર્વિધાન એ આ નવલકથાનો હેતુ છે..." **હિંદુસ્થાન**

"સમાજના સુધારક સામે 'લોહીનો વેપાર' નવનવી વિચાર મૂર્ત્તિઓ ખડી કરી શકે છે." **કર્મભૂમિ**

વ્યવસ્થાપક : **સેવાસમિતિ પુસ્તકાલય**
૧૦૯, અરદેશર દાદી સ્ટ્રીટ પટેલ બીલ્ડીંગ. **મુંબઇ. ૪**

# અભિપ્રાયોમાંના થોડાકનો ટુંકસાર.

—લેખકે કાંતો હિન્દુ સમાજના જાલીમ ચક્રોમાં પીડાતી અબળાઓના લોહીમાં કલમ બોળીને અથવા તો સમાજની ક્રૂરતા સામે બળવો જગાડતા તરૂણોના હૃદયની જ્વાલાને લેખીનીને અગ્રે ચઢાવીને વાર્તા લખી છે. ગુજરાતી વાંચી જાણનાર કોઇપણ માણસે આ પુસ્તક ખરીદવું જ જોઇએ... **પ્રજામિત્ર કેસરી**

—હિંદુસમાજના પ્રશ્નોની ચર્ચા કરતી આ નવલકથા વાંચકની હૃદયતંત્રી છેડે છે અને હિંદુસમાજના કઢંગા રિવાજો પ્રત્યે ઘૃણા તો અવશ્ય પેદા કરે છે. **મુંબઇ સમાચાર**

—હિંદુ સમાજની બધી ભયંકરતાનું ભાન શ્રી. કાપડિયાએ આ પુસ્તકમાં કરાવી એક યુવક ને યુવતી પાસે તે સામે બંડ જગાવ્યું છે...સમાજસુધારાનો એક સત્ય પ્રકાર આ નવલકથામાં હિંદુસમાજ સમક્ષ ખડો કર્યો છે. **ગુજરાતી પંચ**

—સમાજમાં વિપ્લવ જગાવી તેનું પુનર્સંગઠ્ઠન કરવા ઈચ્છનારાઓને આ પુસ્તક માર્ગદર્શક થઈ પડે તેવું છે, ને તે દરેક ગુજરાતીએ પોતાના ઘરમાં વસાવવું જોઇએ. **નવરોજ**

—હિંદુસમાજમાં ચાલતી અનેક બદીઓ, દંભ ને અનાચારો ઉપર પ્રહાર કરી પુનઃરચના કરવાની પ્રેરણા માટે લેખકે આ નવલકથા લખી હિંદુ સમાજની આંખો ઉઘાડી છે. **પ્રજાબંધુ**

—આ નવલકથાના એકે એક પાત્રમાં આજના ગુજરાતી તરૂણના સામાજિક બંડ માટેના વિચારો દર્શાવાયા છે....સમાજોના સડારૂપ એકેએક 'પ્રથા સામે બંડરૂપી જ્વાળામુખી ધખાવવાના તેજસ્વી પ્રયત્નો લેખકે કર્યા છે...કથા વાંચવી શરૂ કર્યા પછી મૂકવી ગમતી નથી. **ગુજરાતી**

—હિંદુસમાજને અગ્નિસ્નાન કરાવી વિશુદ્ધ બનાવ્યા વિના તેનું પુનરૂત્થાન અશક્ય છે...પ્રસ્તુત નવલકથા એવી બંડખોર વૃત્તિનું પરિણામ છે. તેની સરળ લખાવટમાં વ્હેંતીઆ સનાતનીઓ, અને દંભી સાક્ષરોનાં વર્ણન રસ પૂરે છે...ખરેખર હિંદુસમાજના સડાને આગ લગાડી ભસ્મિભુત કરવાની ધગશથી આ નવલકથા લખાઈ છે, 'લોહીના વેપાર'ના તે અનુસંધાન રૂપે છે. **સૌરાષ્ટ્ર**